૫૦૯૨

# ક્રિસ્ટીનું જૂનું વાજું.

અથવા

"ઘર, સુખાકારી ઘર"ની

વાસ્તવિક વારતા.

——o*o——

ભાષાંતરકાર.

એના ટામસન. એમ. ઈ. ઝનાનામિશન.

મદદગાર

પંડિત. મં. પ્રા. અમીન.

વડોદરા કાંપ.

——•*o——

પહેલી આવૃત્તિ ૫૦૦ પ્રત.

૧૮૯૨; જૂન.

# ક્રિસ્ટીનું જૂનું વાજું.

## પ્રકરણ ૧ લું.

કાઇએક ઉદાસી ભરેલી પોળમાં આવેલા ઉતારાના ઘરની ઉપલી કોટડીમાં એક વાજામાંથી બેસૂરઅવાજ નિકળ્યા:

"ઘર, સુખાકારી ઘર, ઘરના જેવી કોઇ જગ્યા નથી; ઘરના જેવી કોઇ જગ્યા નથી."

આ શબ્દ એ દિલગીરી ભરેલા રેહેઠાણને લાગુ પડતા નહોતા; ઘરના સુખ વિષે જાણનાર અહીંઆં ઘણા થોડા માણસો હતા.

આ જગ્યા ઘણી અંધારી અને બેચેની ઉપજાવે એવી હતી, અને જ્યારે નીચેની કોટડીના ઉતારૂઓ પોતાની લાકડાની ભાંગીતૂટી ખુલ્લી પાટલીઓ પર આળોટયા, ત્યારે દરેક ઉતારૂએ હુ 'ઘર, સુખાકારી ઘર'થી ઘણો દૂર છું એવો વિચાર કરીને નિસાસો મૂકયો હશે.

અગર જો રાત ઘણી ગઇ હતી તોપણ વાજું વાગતું હતું, વળી તેલમાં બોળેલી બત્તીઓ રાજ થઈ ગઈ હતી, અને દેવતા હોલવાઇ ગયો હતો. જો તમે આ ઊભા દાદરે ચઢયા હોત તો તમે એક ઘરડો માણસ જોયો હોત. આ ઘરડો માણસ પોતાની કોટડીમાં એકલો બેઠો હતો; અને જ્યારે તેણે ધ્રૂજતા હાથે વાજાનો હાથો ફેરવ્યો ત્યારે તે વાજા તુરફ જોઇને હસતો હતો. એ માણુસ તેના વાજાને બહુ ચહાતો હતો: એ ગરીબ નિરાશ્રિત ઘરડો ડોમો હતો. એ જગ્યામાં તેનો કોઇ મિત્ર હતો નહીં; જે માણસો ઉપર ટ્રેશી હેત રાખતો હતો તે સઘળા મરણ પામ્યા હતા, તેથી તેની પાસે

કોઇ એવો માણસ રહ્યો નહોતો કે તેની સાથે તે વાત કરી શકે, અથવા તેની આગળ તેનાં દુઃખની વાત કહી શકે; તેથી તેનો રહ્યો સહ્યો પ્રેમ જે લગભગ નાશ પામ્યો હતો તેને પોતાના હૃદયમાં સ્વસ્થ કરીને આ ઘરડો માણસ તેના વાજાને ચહાવા લાગ્યો. આ વાજાને ટ્રેપીના જેટલાં વર્ષ થયાં હતાં, એ જૂની ઢબનું થયું હતું, અને એના અગ્ર ભાગનું લાલ રેશમ ઘસાઇને મેલું થયું હતું, તથા જે સૂર છોકરાઓને સારા લાગતા હતા તે સૂર આ વાજામાંથી નિકળી શકતા નહોતા. કોઇ કોઇ વાર ઘરડા ટ્રેફીને લાગતું હતું કે હું મારા વાજાને ઘણી બાબતે મળતો આવું છું; અમે આ જમાનાની ઘણી પાછળ છીએ; જ્યારે લોકો આ ગલીમાં થઇને જતા ત્યારે ટ્રેફીની તેમજ તેના વાજાની દરકાર કરતા નહીં, અને ધસીને તેની પાસેથી ચાલ્યા જતા. અગરજો ટ્રેપી ઘણો સહનશીલ હતો તોપણ તેને આથી ઘણું માઠું લાગ્યું.

જે દિવસ વિષે હું લખું છું તે દિવસે તેને બહુ માઠું લાગ્યું હતું. હવા કકડતી ઠંડી હતી, ગલીના ચારે ખુણાની આસપાસ પૂર્વનો ઠંડો પવન ફેલાયો હતો, અને આ ઘરડો માણસ તદન ઠરી ગયો હતો. તેના ફાટાતૂટા ડગલાથી ટાઢ ખાળી શકાતી નહોતી. જ્યારે તેણે તે ડગલો ગણાય નહીં એટલાં બધાં વર્ષ પહેર્યો હતો, ત્યારે તેનાથી ટાઢને ખાળી શકાય એવી આશા તેને ક્યાંથીજ હોય? તેના ધ્રૂજતા હાથ ટાઢથી એવા બ્હેર મારી ગયા હતા કે તેને વાજાનો હાથો ભાગ્યેજ લાગતો. જ્યારે તે વાજાનો હાથો ફેરવતો, ત્યારે તેમાંથી ભાંગાતૂટા પરચુરણ સૂર નિકળતા; એવા સૂર એ વાજાના બનાવનારે ખચિત ધાર્યા હશે નહીં. જે સૂર એ વાજામાંથી નિકળતા હતા, તેમાં ઘણી તરેહ હતી નહીં. "ઓલ્ડ-હંડ્રેથ," "પૂરમેરીઍન" અને "રૂલબ્રિટાનિયા" એટલાં ગીતના સૂર આ વાજામાંથી નિકળી શકતા હતા. વળી એક

બીજુ ગીત "હોમ, સ્વીટહોમ" (ઘર, સુખાકારી ઘર) કરીને હતું; એનો સૂર પણ એ વાજામાંથી નિકળતો હતો. આ ટ્રેફીનું વહાલું ગીત હતું; અને તે વધારે વખત પહોંચે તે માટે વાજાને હાથો ધીમે ધીમે ફેરવતો હતો. આ ઠંડા દિવસે વાજામાંથી નિકળતા ધ્રૂજતા સૂરથી ઘણો કરૂણાભાવ ઉત્પન્ન થતો હતો. પણ ટ્રેફીની તથા તેના વાજાની કોઇએ દરકાર કરી નહીં; છોકરાની થોડી ઠઠ તેની આસપાસ મળી હતી; અને ટ્રેફીએ કોઈ દિવસ સાંભળ્યા ન હોય એવા સૂર વિષે તેને પૂછવા લાગ્યા.

"હોમ, સ્વીટહોમ" (ઘર, સુખાકારી ઘર), અ-થવા "ઓલ્ડહંડ્રેથ" વગેરે સૂરની દરકાર તેઓ કરતાં હોય એમ નહોતું, અને તેઓ પોતપોતાને રસ્તે ચાલ્યાં ગયાં. એટલામાં એક ઘરડા માણસે પોતાનું માથું બારી બહાર કહાડયું, ને ગુસ્સે થઈ ટ્રેફીને કહેવા લાગ્યો "અ-લ્યા, આગળ જા, તારા વાજાના અવાજથી શાંત પડોશીને કેમ ઇજા કરે છે ?" ઘરડો ટ્રેફી ભલમનસાઇથી તેના હુકમને તાબે થયો, અને પૂર્વના ઠંડા પવનની સામે ચાલીને એક વધારે ઉદ્યોગી પોળમાં ગયો, પણ અહીંઆં એક સિપા-ઇએ તેને કહ્યું, "અલ્યા, અહીંથી જતો રહે, રસ્તા ઉપર લોકોને ભેગા કરીશ મા."

બાપડો ટ્રેફી લગભગ થાકી ગયો હતો, પણ ઘેર પાછા ફરવાને તેનું મન માન્યું નહીં, કેમકે તેના ગજવામાં એક પૈસો પણ હતો નહીં; આખરે એક ખેડૂતની દયાળુ બાઇડી, જે પોતાના હાથમાં એક ટોપલી લઇને જતી હતી તેણે આ ધ્રૂજતા ઘરડા માણસ પર દયા કીધી અને પોતાના મોટા ગજવામાંથી એક પૈસો કહાડીને ટ્રેફીને આપ્યો.

આ પ્રમાણે ટ્રેફીએ આખો દિવસ વગાડયા કર્યું. તે

તેના ચારે સૂર ફરી ફરીને વાજામાં ઉતારતો હતો, પણ આ ઠંડા દિવસે ફક્ત એકજ પૈસો મળ્યો.

આખરે જ્યારે સૂર્યનો પ્રકાશ ઝાંખો પડયો, ત્યારે ટ્રેફ્રી પોતાના ઘર તરફ ફર્યો; ઘેર જતી વખતે તેણે તેના એકના એક પૈસાની રોટલી લીધી; પછી ધીમે રહીને ઘણી મેહેનતે એક ઊભા દાદરે ચઢીને તે પોતાની એકાંત કોટડીમાં ગયો.

ગરીબ ટ્રેફ્રીની તબિયત આજ રાત્રે ઠીક હતી નહીં. તેને લાગ્યું કે હું ઘણો ઘરડો થયો છું, અને મારૂં વાજું ઘણું જૂનું થયું છે; જે દિવસે આ વાજું નવું હતું તે દિવસ તેને યાદ આવ્યા. તે કહેવા લાગ્યો " હું આ વાજાનો કેટલો અભિમાની હતો ! અરે ! મેં વાજાનાં કેટલાં બધાં વખાણ કર્યાં હતાં. આ લાલ રેશમ તદન ચળકતું હતું, અને વાજામાંથી સૂર બરાબર ઢબ પ્રમાણે નિકળતા હતા. વળી તે વખતે આટલાં બધાં વાજાં હતાં નહીં; અને લોકો વાજું સાંભળવાને રસ્તાઉપર ઊભા રહેતા હતા. ફક્ત છોકરાં નહીં, પણ મોટા માણસો અને બાઈડીઓ વાજાને સાંભળવાને રસ્તાઉપર ઊભાં રહેતાં હતાં; અને હું તે વખતે બહુ મગરૂર હતો." પણ આ પછી એક મહિનો વહી ગયો હતો, ને ટ્રેફ્રીને લાગ્યું કે હું એક ગરીબ ઘરડો માણસ છું, હાલના વખતને માટે મારૂં વાજું ઘણું જૂનું થયું છે. પછી તેણે દેવતાના અંગારા એકઠા કર્યા અને ફુંક મારીને તેમાં બળતું કર્યું; આ વખતે ટ્રેફ્રીનું મોં ઉતરી ગયું હતું, અને તે ઘણો ઉદાસ હતો.

પણ રોટલો ખાધા પછી તથા ફરીથી ઉની કરેલી ચા પીધા પછી ઘરડા ટ્રેફ્રીને જરા ઠીક લાગ્યું, અને નિરાશ થઈ ગએલા મનને આનંદ પમાડવા સારૂ તેનું જૂનું વાજું હમેશની માફક વગાડયું, કેમકે એથી વધારે દિલાસો આપનાર પવિત્ર આત્મા વિષે તે કંઇ જાણતો નહોતો.

ધરધણીઆણીએ ટ્રેફીના વાજાનો પહેલવહેલાં વાંધો લીધો; તેણે કહ્યું કે એનાથી ઉતારૂઓને અડચણ થાયછે; પણ જ્યારે ટ્રેફીએ નાના કાતરિયાના ભાડા ઉપરાંત દર અઠવાડિએ એક પૈસો વધારે આપવાનું કબૂલ કર્યું, ત્યારે ધરધણીઆણીએ ટ્રેફીને તેની મરજીમાં આવે ત્યાં સુધી વાજું વગાડવા દીધું, અને વધારે અડચણ કીધી નહીં.

અને એપ્રમાણે મોડી રાત સુધી તેણે વાજું વગાડયું, ને જ્યારે તેણે વાજામાંથી નિકળતા ચારે સૂર સાંભળ્યા, ત્યારે તેનું મોં મલકાયું અને તેનું હૃદય હલકું પડયું. તે બોલ્યો "વાજાની સોબત મને ઘણી સારી લાગે છે, વળી કાતરિયું રાતની વખતે ઘણું એકાંત છે; અને વાજાની ખોડખાંપણ કાઢવાને અથવા તે જૂની ઢબનું છે એવું કહેવાને અહીંઆં કોઇ માણસ છે નહીં." ટ્રેફીએ ખરાદિલથી વાજાનાં વખાણ કર્યાં, અને તેને લાગ્યું કે વાજું આજ રાત્રે બરાબર વાગ્યું છે.

પણ એક છોકરો કાન દઈને વાજું સાંભળતો હતો, અને ટ્રેફીના જેટલાંજ તેણે વખાણ કર્યાં, પણ ટ્રેફીને આ વાતની ખબર નહોતી. બારણાની બહાર એક મોટી ફાટ સાથે કાન દઈને આ ગરીબ છોકરો પડી રહ્યો હતો; તે નીચે ઉતારાની કોટડીમાં સુવાને આવ્યો હતો, અને જ્યારે ઘરડા ટ્રેફીનું વાજું વાગવા લાગ્યું ત્યારે તે એક કઠણ પાટલી ઉપર સુતેલો હતો. પેહેલાં તેણે ધ્યાન દઇને વાજું સાંભળ્યું નહીં; પણ જ્યારે "ઘર, સુખાકારી ઘર"ના અવાજ સંભળાયા, ત્યારે તેણે કોણી ટેકીને પોતાનું માથું ઊંચું કર્યું, ને બનતી મેહેનતે વાજું સાંભળ્યું. આથી ક્રિસ્ટીને બહુ લાભ થયો; તેને પાછલા દિવસની વાત યાદ આવી. થોડા મહિના ઉપર આ છોકરાની મા જીવતી હતી, અને તેણે મરતી વખતે આ ગીત ગાયું હતું તેની ખુલ્લી ઉજડ કોટડી, તેની માની ગળાયલી આકૃતિ, તેની માનો નાજુક હાથ જે તેના મોં ઉપર સુંવા-

ભો લાગતો હતો તે તથા જે મધુર સ્વરે તેણે આ ગીત ગાયું હતું તે સર્વે તેને યાદ આવ્યું. તે તેના શબ્દ " ઘર, સુખાકારી ઘર, ઘરજેવી કોઇ બીજી જગ્યા નથી; ઘર જેવી કોઇ બીજી જગ્યા નથી" હમણા પણ સંભારી શકતો હતો. તેની માએ કેવા મધુર સ્વરે ગાયું હતું તે તેને સારી પેઠે યાદ આવ્યું અને ગાયા પછી તેણે જે શબ્દ કહ્યા હતા તે પણ તેને યાદ આવ્યા;—

"ક્રિસ્ટી, હું ઘેર જાઉંછું, સુખાકારી ઘેર જાઉંછું; ક્રિસ્ટી, હું ઘેર જાઉંછું."

અને આ ક્રિસ્ટીની માના છેલ્લા શબ્દ હતા.

તેની માના મરણ પછી તેને દુનિયા ઘણી ઉદાસી ભરેલી લાગી. મા વગરનું જીવવું તે ન જીવ્યા બરોબર લાગ્યું. તે તેના મરણ પછી કોઇ દિવસ સુખી રહ્યો નહોતો. ક્રિસ્ટીએ પોતાની માના કહ્યા પ્રમાણે રોટલા કમાવવાને બહુ મેહેનત કરી હતી. પણ તેને "ઘર, સુખાકારી ઘર" માં તેની મા પાસે જવાની ઘણી ઇચ્છા થતી હતી. આ રાત્રે જ્યારે તેને તેની માનો સૂર સાંભરી આવ્યો ત્યારે તેને સુખાકારી ઘેર જવાની હમેશ કરતાં વધારે ઇચ્છા થઇ. જ્યારે વાજામાંથી બીજા ત્રણ સૂરના અવાજ નિકળ્યા ત્યારે તેણે "ઘર સુખાકારી ઘર" ના અવાજની સબૂરીથી રાહ જોઇ, પણ છેલ્લે કોઇએ દરવાજો બંધ કર્યો, અને ઉતારાની કોટડીમાં એટલોબધો ઘોંઘાટ થયો કે જે સૂર સાંભળવાને ક્રિસ્ટી ટાંપી રહ્યો હતો તે સૂર તે પારખી શકયો નહીં.

તેથી ક્રિસ્ટી છાનો માનો અંધારામાં ગયો, અને કોઇ ન જાણે એમ હળવે રહી બારણું બંધ કરીને માળ ઉપર ચઢી ગયો. દાદરના બારણા આગળ ઘુંટણીએ પડી તેણે વાજું સાંભળ્યું. આ વખતે ઠંડી બહુ પડી હતી અને ઠંડો પવન

દાદર ઉપર પસરવા લાગ્યો, તેથી ક્રિસ્ટીને ફૂજારી ચઢી તોપણ તે દાદરના બારણા પાસે ધુંટણીએ પડી રહ્યો.

આખરે વાજું બંધ પડયું; ક્રિસ્ટીએ તે વાજાને ભીંત સાથે અથડાતાં સાંભળ્યું, અને થોડા વખતમાં બધું શાંત પડી ગયું.

પછી ક્રિસ્ટી માળ પરથી પાછો નીચે આવ્યો, અને તેની સખત પાટલી ઉપર ફરીને સૂતો, અને ઉંઘી ગયો. રાત્રે તેને તેની સ્વર્ગવાસી મા વિષે સ્વપ્ન આવ્યું. ઉંઘમાં તેણે તેની માને ગાતાં સાંભળી:—

"ઘર, સુખાકારી ઘર, ક્રિસ્ટી, હું હમણાં ઘરમાં છું; હું હમણા ઘરમાં છું અને ઘર જેવી કોઇ બીજી જગ્યા નથી."

---

## પ્રકરણ બીજું.

### ક્રિસ્ટીનું અગત્યનું કામ.

આ ઉદાસી ભરેલું ઉતારાનુંઘર નાના ક્રિસ્ટીને મોહિણીરૂપ થઇપડયું. તેની મા જે સૂર ગાતી હતી તે સૂર સાંભળવાને તે રાત્રીની વખતે અહીંઆં આવતો. ઘરધણીઆણી તેને કુટુંબના એક માણસ માફક ગણતી. તે કોઇ કોઈ વખત ક્રિસ્ટીને રોટલાનો ટૂકડો આપતી, કેમકે જ્યારે તે ઉતારાની મોટી કોટડીમાં સૂવાને આવતો, ત્યારે તે તેનો ભૂખ્યો ચેહેરો નિરખતી હતી.

અને દરેક રાત્રે ટ્રેફી વાજું વગાડતો અને ક્રિસ્ટી સાંભળવાને માળ ઉપર જતો. પણ એક રાત્રે જ્યારે ક્રિસ્ટી દાદરના બારણા આગળ ધુંટણીએ પડી વાજું સાંભળતો હતો, ત્યારે તે એકાએક બંધ પડયું, અને જમીનપર કંઇ વસ્તુ પડી ગઇ હોય એવો એક સુસ્ત, ભારે અવાજ સંભળાયો.

તે એક મિનિટ સુધી થોભ્યો, પણ સઘળું છેક શાંત પડીગયું; તેથી તેણે બારણાની ખીલી સાવચેતીથી ઊંચી કીધી અને કોટડીમાં જોયું આ કોટડીમાં ફક્ત ઝાંખું અજવાળું પડતું હતું, કેમકે દેવતા કજળાઇ ગયો હતો, અને ઘરડા ટ્રેફીની પાસે મિણબત્તી હતી નહીં. પણ ચંદ્રનું અજવાળું બારીમાં થઇને માંહે પડતું હતું, તેથી ક્રિસ્ટીએ ટ્રેફીને જમીનપર ચત્તોપાટ પડેલો જોયો, તથા તેનું જૂનું વાજું તેની પાસે પડેલું જોયું. ક્રિસ્ટીએ છાનામાના તેની પાસે જઇ તેનો હાથ પકડયો. હાથ ઘણો ઠંડો હતો, તેથી ક્રિસ્ટીએ ધાર્યું કે ટ્રેફી મરણ પામ્યો છે; તે ઘરધણીઆણીને બોલાવવા જતો હતો, પણ એટલામાં તે ઘરડો માણસ હાલ્યો, અને તેને ધ્રૂજતા સાદે પૂછયું, " શું છે ? અહીંઆં કોણ છે ? "

ક્રિસ્ટીએ કહ્યું, " ટ્રેફી સાહેબ, એ તો હું છું, ફક્ત હું છું હું વાજું સાંભળતો હતો, અને મેં તમને ભોંયપર પડતા સાંભળ્યા તેથી હું અંદર આવ્યો. ટ્રેફી સાહેબ, તમે સારા છો ? "

તે ઘરડા માણસે પોતાનું ડોકું ઊંચું કર્યું અને આસપાસ જોયું. ક્રિસ્ટીએ તેને ઊભા થવાને મદદ કરી, અને કોટડીના ખુણામાં તેની ઘાસની પથારી પાસે તે તેને લઇ ગયો.

ક્રિસ્ટીએ બીજી વખત પૂછયું, " ટ્રેફી સાહેબ, તમે સારા છો કે ? ઘરડા માણસે કહ્યું, "હા, હા; છોકરા, એતો ફક્ત ધ્રૂજારી છે. હમણા રાત્રીને વખતે ઠંડી બહુ પડે છે, અને હું ગરીબ નિરાધાર, ઘરડો માણસ છું; સલામ."

પછી ઘરડો માણસ ઉંઘી ગયો, ક્રિસ્ટી પણ તેની પાસે સૂઈ ગયો.

ક્રિસ્ટી અને ટ્રેફીની વચ્ચે મિત્રાચારીની આ શરૂઆત હતી. તેઓ બન્ને જગતમાં નિરાધાર હતા, અને બન્ને મિત્ર

વગરના હતા તેથી તેઓનું ધ્યાન એક બીજા તરફ ખેંચાયું. ટ્રેફીને ક્રિસ્ટીથી ઘણો દિલાસો મળતો હતો; તે ટ્રેફીનો સંદેશો લઇ જતો, અને જૂની કોટડી સાફ કરતો હતો, જ્યારે ટ્રેફી ફેરી ફરવાને બહાર જતો, ત્યારે ક્રિસ્ટી દરરોજ વાજું નીચે સુધી ઊંચકી લાવતો. અને તેના બદલામાં ટ્રેફીએ તેને કોટડીનો એક ખૂણો સુવાને આપ્યો હતો. જ્યારે ટ્રેફી તેનું વહાલું વાજું વગાડતો ત્યારે તે તેને દેવતાની પાસે બેસવા દેતો; અને જ્યારે ક્રિસ્ટી "ઘર, સુખાકારી ઘર"ના મધુર અવાજ સાંભળતો ત્યારે તે તેની મા તથા તેણે મરતી વખતે જે કહ્યું હતું તે વિષે વિચાર કરતો.

ક્રિસ્ટીએ એક રાત્રે પૂછ્યું "ટ્રેફી સાહેબ, 'ઘર, સુખકારી ઘર' ક્યાં છે?"

ટ્રેફીએ હવાયલા ભીના છાપરાવાળી તથા કોહોયલાં પાટીઆંની જમીનવાળી કંગાલ કોટડીની આસપાસ જોયું પણ તેને લાગ્યું કે આ કોટડીને 'ઘર, સુખાકારી ઘર' કહેવાય નહીં.

તેણે કહ્યું "ક્રિસ્ટી, તે અહીંઆં નથી."

ક્રિસ્ટીએ વિચાર કરીને કહ્યું "ખરી વાત, તે અહીંઆં નથી; સાહેબ, હું ધારૂં છું કે તે અહીંઆંથી ઘણે દૂર છે."

ઘરડા માણસે કહ્યુ, "હા, કોઇ જગ્યાએ આથી કંઇ વધારે સારૂં હોવું જોઇએ."

ક્રિસ્ટી મનમાં સંદેહ આણી બોલ્યો "મારી મા સ્વર્ગ વિષે વાત કરતી હતી, જો તેનો કહેવાનો ઇરાદો એ ઘર વિષે હોય તો એ વાત ઘણી આશ્ચર્યકારક છે.

પણ ઘરડા ટ્રેફીને સ્વર્ગ વિષે કંઇ ખબર હતી નહીં, આ સ્વર્ગવાસી ઘર વિષે કોઈએ તેને કદીપણ કહ્યું નહોતું; તોપણ જ્યારે તે પોતાનું વાજું લઇ થાકી ગયલાની માફક આમતેમ હિંડતો હતો ત્યારે તે ક્રિસ્ટીના શબ્દપર વારંવાર વિચા-

ર કરતો હતો. એ ઘરડો માણસ જલદીથી નબળો પડી ગયો, જ્યારે તે માળપર ચઢયો ત્યારે તે લગભગ થાકી ગયો હતો તથા ઠંડા પવનથી તેનાં હાડકાં કકડી ગયાં હતાં.

ક્રિસ્ટીએ તેની પહેલાં ઘેર આવી દેવતા સળગાવ્યો હતો તથા પાણી ઉનું કીધું હતું. એ પ્રમાણે ઘરડાટ્રેફીના સુખને અર્થે સઘળુ તૈયાર કરી રાખ્યું હતું. પણ આજ રાત્રે ટ્રેફીને શું થયુંછે તેની તેને બિલકુલ ગમ પડી નહીં; ટ્રેફી એવોતો નરમ અને શાંત પડી ગયો હતો કે ચા પીધા પછી તેણે તેના વાજા વિષે જરાએ પૂછ્યું નહી, પણ જેમ બન્યું તેમ જલદીથી સૂઇ ગયો હતો.

અને બીજે દિવસે ટ્રેફી એટલો નરમ અને કમજોર પડી ગયો કે તેનાથી બહાર જવાયું નહી; અને ક્રિસ્ટી તેની પાસે જાગતો બેસી રહ્યો, તથા જેટલી કોમળતાથી કોઇ સ્ત્રી તેની આગતાસ્વાગતા કરત તેટલી કોમળતાથી તેણે તેને જોઇતી સઘળી વસ્તુ પૂરીપાડી.

ત્રીજે દિવસે તેમજ ચોથે દિવસે ટ્રેફીને તેમનું તેમજ રહ્યું, અને છેવટે તેનો ખજાનો ખૂટીગયો, તથા તેના પૈસા ખરચાઇ ગયા.

તે દયા ઉપજે એવી રીતે બોલ્યો "ક્રિસ્ટી, હવે, આપણે શું કરીશું? મારા છોકરા, હું આજ બહાર જઇશકતો નથી; નહીં વારૂં?"

ક્રિસ્ટીએ કહ્યું, "ટ્રેફીસાહેબ, તમારે એ વિષે ફિકર કરવી નહીં; આપણાથી શું બની શકેછે તે મને અજમાવવા દો; વારૂં, હું વાજાને બહાર લઇ જઈશ?"

ઘરડા ટ્રેફીએ જવાબ આપ્યો નહીં, પણ તે મનમાં ઘણો ગુંચવાતો હતો:—

"મારા સિવાય કોઇ બીજાને હું વાજાને કેમ અડકવા દઉ! વાજાને બહાર ગએલું જોવું અને મારે પાછળ પડી ર-

હેવું એ તો ઘણી મુશ્કેલીની વાત છે; પણ ક્રિસ્ટી ચાલાક છોકરો છે, બીજા કરતાં એને વાજું સોંપવું એ વધારે સારૂં છે, વળી મારી પાસે આ છેલ્લો પૈસો રહ્યો છે, મારે ગુપચુપ બેસી રહી ભૂખે મરવું જોઈએ નહીં. હા, વાજાને બહાર મોકલવું તો જોઇએ, પણ આ મારી મોટી અજમાએશ છે. જ્યારે ક્રિસ્ટી અને વાજું બન્ને બહારજશે ત્યારે આ અંધારી કોટડીમાં હું એકલો પડીશ; વળી દિવસ ઘણો લાંબો અને કંટાળા ભરેલો લાગશે."

આખરે તેણે કહ્યું "હા, ક્રિસ્ટી, તું વાજાને કાલે બહાર લઇ જજે; પણ મારા છોકરા, તારે વાજાની બહુ સંભાળ રાખવી."

ક્રિસ્ટીએ ખુશ થઇ કહ્યું "ટ્રેફીસાહેબ, બહુ સારૂં, હું વાજાને સહીસલામત ઘેર લાવીશ, જો હું વાજાને સહીસલામત નહીં લાવું તો તમે જોજો."

ક્રિસ્ટીની જીંદગીમાં આ કેવો મોટો દિવસ હતો ! અગરજો તે ઉદાસ મોહોલ્લાથી ઘણા ગાઉ સુધી એક પણ લાવરીપક્ષી નહોતું તોપણ તે વહાણામાં લાવરીપક્ષી ઊઠે તે વેળાએ ઊઠ્યો હતો. ખરેખર, વહાણામાં ચલ્લીઓ ઊઠે તે પહેલાં તે ઊઠ્યો હતો; વળી ઉતારાની કોટડીમાં લોકો ઊઠ્યા તે પહેલાં તે ઊઠ્યો હતો. તે અંધારે અંધારે સાવચેતીથી વાડામાં ગયો અને સાધારણ દમદમાકથી ઘુંટણીએ પડી જ્યાં સુધી ઠંડીથી તેનું મોં તથા તેની ગરદન શીતળ થયાં ત્યાં સુધી તેણે તે પર પાણી છાંટયા કર્યું. પછી જ્યાં સુધી તેના હાથ ચીનીબોર જેવા લાલચોળ થયા ત્યાં સુધી તેણે તેને ઘસ્યા, પણ તેના બ્હેર મારી ગએલા હાથની તેને લાગણી થાય તે માટે તેણે તેને પોતાના ફાટાતૂટા ડગલામાં લપેટી દીધા. પછી તે પાછો ધીમેથી ઉપર ગયો અને ખરડો ટ્રેફી જાગે નહીં એમ હળવેથી ખીલી ખસેડી; ભાંગેલી

કાંસકીથી તેણે પોતાના વાળ હોળ્યા, અને બનતી કોશીસે પોતાનાં કપડાં બરાબર ઠીક કર્યાં.

પછી ક્રિસ્ટી તૈયાર થયો, અને ઘરડો ટ્રેફી કયારે જાગે ને તેને બહાર જવાની રજા આપે તેની તે રાહ જોતો હતો. ચલ્લીઓ ચીંચીં કરતી હતી અને સૂર્ય પ્રકાશવા લાગ્યો.

ઘરમાં ઘોંઘાટ પણ થઇ રહ્યો હતો અને સઘળા માણસો એક પછી એક ખભર્જા ઊઠયા અને સાંજ પડતા સુધી સઘળા પોતપોતાને ધંધે ગયા.

ક્રિસ્ટીએ તેમને વાડામાંથી જતા જોયા તેથી બહાર જવાની તેને વધારે આતુરતા થઇ. આખરે તે ટ્રેફીના હાથને ધીમેથી અડકયો ને તે ઘરડો માણુસ ગભરાઇને બોલ્યો "ક્રિસ્ટી, શું છે ? છોકરા, શું છે ?

ક્રિસ્ટીએ કહ્યું, "ટ્રેફીસાહેબ, સવાર પડી છે ને તમે જલદીથી ઊઠશો ?"

તે ઘરડો માણુસ પથારીમાં ગબડયો અને છેલ્લે બેઠો થયો.

ટ્રેફીએ તેનાં વખાણ કરી કહ્યું "ક્રિસ્ટી, તું કેવો સારો દેખાય છે"

ટ્રેફી તેનાં વધારે વખાણ કરે તેમાટે તે કોટડીમાં વધારે કદરથી આમ તેમ ચાલ્યો.

તેણે પૂછયું "ટ્રેફીસાહેબ હવે હું બહાર જાઉં ?"

ઘરડા ટ્રેફીએ કહ્યું "ક્રિસ્ટી, હા, તારી મરજી હોય તો જા, પણ વાજાની ઘણી સંભાળ રાખજે; ક્રિસ્ટી, વાજાની સંભાળ રાખશે કે ?"

છોકરાએ કહ્યું, "ટ્રેફીસાહેબ, હું તમારા જેટલીજ સંભાળ રાખીશ."

ટ્રેફીએ કહ્યું "ક્રિસ્ટી, વાજાને જલદીથી ફેરવીશ મા."

ક્રિસ્ટીએ કહ્યું, "ટ્રૂફીસાહેબ, હું વાજાને તમારા કરતાં વધારે જલદીથી ફેરવીશ નહીં."

ઘરડા માણસે કહ્યું "ક્રિસ્ટી, તું શેરીમાં છોકરાઓ સાથે ઊભો રહીને વાત કરીશ મા; તેઓ કોઈકોઇ વાર ઘણા જંગલી હોય છે, અને હમેશાં નવા સૂર વિષે પૂછેછે, તેમની દરકાર કરીશ નહીં. આપણા વાજાના સૂર ઘણી જૂની ઢબના થયાછે, વાજું કેટલીક વાતે મને મળતું આવે છે. પણ તું છોકરાઓની દરકાર કરીશ મા."

ક્રિસ્ટીએ કહ્યું "ટ્રૂફીસાહેબ, હું તમારા કરતાં વધારે દરકાર કરીશ નહીં."

ઘરડા ટ્રૂફીએ મનમાં વિચાર કરીને કહ્યું, "છોકરાઓ એક સૂરના ઘણા શોખીલા છે; તે શું છે તે હું બરાબર જાણતો નથી; તેઓ તેને મારશલલેઝી ( માર્સેલ્સ ) અથવા તો એવું કંઇ કહેછે. હું ધારૂં છું કે એ નામ કોઇ લડવૈયાના નામ ઉપરથી પડયું હશે."

ક્રિસ્ટીએ પૂછ્યું, " એ માણસ કોણ હતો, તે તમે જાણતા નથી ? "

ટ્રૂફીએ કહ્યું, " ના, હું એ વિષે મારૂં માથું પકવતો નથી. હું ધારૂં છું કે તે કોઇ પોતાની ફરજ નહીં બજાવે એવો પાજી માણસ હશે; ને લોકોએ તેની મજાક કરવા એક ગીત જોડયું હતું પણ ક્રિસ્ટી, તે ગમે તે હોય, હું ખાતરીથી કહુંછું કે હું કંઇ જાણતો નથી. હું ધારૂંછું કે જ્યારે મારા વાજાને બનાવ્યું હશે ત્યારે તેનો જન્મ થયો હશે નહીં."

ક્રિસ્ટીએ પોતાની ગરદન પર વાજાનો પટો મૂકીને કહ્યું "ટ્રૂફીસાહેબ, હું તૈયાર છું; સલામ."

પછી જરા ઠાઠમાઠથી ક્રિસ્ટી હાલીગએલા દાદરે થઇ નીચે આવ્યો, અને વાડાની વચમાં થઇ ચાલ્યો. થોડાં છોકરાં

તેની આસપાસ અચરત થઇ ભેગાં થયાં અને પોળના નાકા સુધી તેની સાથે ગયાં.

તેઓ સઘળાં બોલી ઊઠયાં, "ક્રિસ્ટી, તું એક સૂર વાજા-માં ઉતાર;" પણ ક્રિસ્ટીએ દ્રઢતાથી પોતાનું માથું હલાવ્યું, ને તે આગળ ચાલ્યો. જ્યારે તેઓ તેની પાછળ જવાથી કંટાળીને પાછાં ફર્યાં ત્યારે ક્રિસ્ટી બિલકુલ દિલગીર થયો નહીં.

હમણાં ક્રિસ્ટીને લાગ્યું કે હું માણસની ગણત્રીમાં છું તે ઘણીજ સ્વતંત્રતાથી આગળ ચાલ્યો, અને પછી તેણે વાજું વગાડવા માંડયું; તેને માટે આ કેવી ખુશીનો વખત હતો !

તેણે એકાંત કોટડીમાં વાજાનો હાથો ઘણીએ વાર ફેરવ્યો હતો, પણ રસ્તા ઉપર વાજું વગાડવું એતો એક ઓર વાત છે. કોટડીમાં ઘરડા ટ્રેફી શિવાય વાજું સાંભળ-નાર બીજું કોઇ હતું નહીં, ને તે ક્રિસ્ટીની પાસે ઊભો રહી કહેતો "ક્રિસ્ટી, હાથાને ધીમેથી ફેરવ." પણ અહીંઆંથી તો લોકોનાં ટોળેટોળાં જતાં હતાં, અને કોઇ કોઈ વખત એકાદ માણસ એક બે મિનિટ સુધી ઊભો રહેતો, આ વખતે ક્રિસ્ટી કેટલો અભિમાની હતો ! તેની ખાતરી થઇ કે મારા વાજા જેવું બીજું કોઇ વાજું છેજ નહીં. 'મારશલસેકી' વિષે લોકો કહેતા હતા, પણ ક્રિસ્ટી તેમની દરકાર કરતો નહીં; તે ખાતરીથી જાણતો હતો કે "પૂરમેરીએન" કરતાં તે વધારે સારો નહોતો. " ઘર, સુખાકારી ઘર " વિષે કહેવાનું એટલું-જ કે જ્યારે ક્રિસ્ટી તેનો સૂર વાજામાં ઉતારતો ત્યારે તે ઉદાસ થતો. તે તેની માને ઘણો ચાહાતો હતો અનેતે હજી કોઇ એક જગ્યામાં ગાય છે એવું ધાર્યા વગર રહો નહીં. તેની મા ક્યાં હશે તથા "ઘર, સુખાકારી ઘર" ક્યાં હશે તે વિષે તેને ઘણી નવાઇ લાગી. ક્રિસ્ટીએ તેમને શોધી કહાડવાને પોતાના મનમાં નિશ્ચય કર્યો.

અને એ પ્રમાણે દિવસ પૂરો થયો. અને ક્રિસ્ટીને તેની ધીરજના બદલામાં થોડાક પૈસા મળ્યા. ઘેર આવતી વખતે ઘરડા ટ્રેફીના સુખને અર્થે આ પૈસા ખરચવાને ક્રિસ્ટી કેટલો અભિમાની હતો ! અને દિવસના દરમ્યાનમાં તેનાં કરેલાં કામોનો હેવાલ ટ્રેફીને કહી સંભળાવવાને તે કેટલો બધો ખુશી હતો !

જ્યારે ક્રિસ્ટીએ કોટડીનું બારણું ઉઘાડયું ત્યારે ટ્રેફીએ તેનો ઘણા હેતથી સત્કાર કર્યો. ક્રિસ્ટીને જોઇને કે તેના જૂના વાજાને જોઇને તે આટલો બધો ખુશી થયો એ કહેવું બહુ મુશ્કેલ હતું. તેણે ધીમે રહીને ઘણી સંભાળથી વાજું તપાસી જોયું; અને વાજાને કંઇ પણ ઇજા થઇ નથી એવું જ્યારે તેને માલમ પડયું ત્યારે તેણે ક્રિસ્ટીનાં વખાણ કર્યાં.

પછી, જ્યારે ક્રિસ્ટી ચા તૈયાર કરતો હતો ત્યારે ટ્રેફીએ તેના ચારે સૂર વાજામાં ઉતાર્યા અને 'ઘર, સુખાકારી ઘર'ના સૂરને ઘણીજ પ્રીતિથી લંબાવ્યો.

---

## પ્રકરણ ૩ જું.

## ફક્ત એક મહિનો.

ઘરડા ટ્રેફીને પાછી ગતિ આવી નહીં, તે નબળો અને કમજોર પડતો ગયો; પણ તે ખરેખર માંદો નહોતો, જે થોડો દેવતા ક્રિસ્ટી સવારમાં સળગાવતો હતો તેની પાસે દિવસના તેનાથી બેસાતું હતું; પણ ઊભા દાદરેથી ઉતરવાની ઘરડા ટ્રેફીમા શક્તિ હતી નહીં, અને જે ભારે વાજાથી ક્રિસ્ટીની ખાંધ દુખતી હતી, તેને લઈ ચાલવાને તેનામાં કૌવત હતું નહીં.

તેથી ક્રિસ્ટીએ ઘરડા માણસની જગ્યા લીધી. પેહેલે દિવસે તેને આ કામ જેટલું ખુશકારક લાગ્યું તેટલું હમેશાં

લાગ્યું નહીં. દિવસના ઠંડી પડતી હતી, બરફના કરા પડતા હતા અને ક્રિસ્ટીનું મોં છોલાઇ જતું હતું; વળી સખત હિમ પણ પડતું હતું, તેથી તેનાં હાડકાં કકડી જતાં હતાં. ભેજવાળુ ધુમસ પણ પડતું હતું અને જાણે તે ભીની કામળથી વીંટલાઇ ગયો હોય તેમ તે ધુમસથી ઢંકાઇ ગયો હતો; વળી પવનથી તેના પગ ઉંચકાઈ જતા હતા; તે જૂના વાજાના અવાજથી કંટાળી ગયો હતો; ઘરડા ટ્રેફી આગળ આ વાત કબૂલ કરવાને તેની હિમ્મત ચાલી નહીં; ખરેખર, તે પોતે આ કબૂલ કરવાને ભાગ્યેજ પસંદ કરતો. પણ "પૂરમેરીએન"નો સૂર વાજામાંથી છેલ્લો નિકળે અને "ઓલ્ડહંડ્રેથ" નો સૂર બદલાઈને કોઇ બીજો નવો સૂર થઇ જાય એવી ઇચ્છા તેના મનમાં થયા વગર રહી નહીં. તે "ઘર, સુખાકારી ઘર"ના સૂરથી કદી કંટાળ્યો નહી; તે સૂર હમેશાં, તેને નવો લાગતો; કેમકે તેમાં તે તેની માની વાણી સાંભળતો હતો.

એ પ્રમાણે શિયાળો પૂરો થયો અને વસંતઋતુ બેઠી, અને દિવસ વધારે લાંબા તથા સહેવાય એવા થયા. પછી ક્રિસ્ટીએ શહેરથી ઘણે દૂર જવા માંડ્યું; આ ભાગના લોકોને સાંભળવાનો વખત મળતો હતો, એ જગ્યા શહેરની ઉદ્યોગી ધામધૂમથી ઘણે દૂર હતી, ને અહીંઆં પગરસ્તે જનારા લોકો ઘણા થોડા હતા. આ બહારના પરાનો ભાગ જરા એકાંત હતો. બહારથી ભભકાદાર દેખાતી બંગલાની હારો એવી કંટાળા ભરેલી લાગતી હતી કે ઉદ્યોગી, ચંચળ મનવાળા માણસને જરા તરેહ જોવાનું મન થાય, તેથી એવું થયું કે આ વાજું પણ સુખ સંતોષ આપનાર મેહેમાનની માફક ગણાવા લાગ્યું. લોકોએ વારાફરતી ક્રિસ્ટીને પૈસો પૈસો આપ્યો, અને તે પાછો આવે તે માટે તેને ઉત્તેજન આપ્યું.

એક ગરમ વસંતઋતુના દિવસે, જાણે સૂર્ય શિયાળામાં ઢંકાયાથી કંટાળી ગયો હોય તેમ જ્યારે તે તેના સઘળા તેજમાં પ્રકાશતો હતો ત્યારે ક્રિસ્ટી તે શહેરના બહારના રસ્તા ઉપર જોરાવતી ચાલતો હતો; વાજું તેનાથી ઉંચકાતું નહોતું અને તેને ઘડીએ ઘડીએ આરામ લેવાને એકેક મિનિટ ઊભા રહેવું પડતું. આખરે તે એક ભભકાદાર ઘર આગળ આવી પહોંચ્યો. આ ઘર એક સુંદર વાડીમાં આવેલું હતું. તેની આગળના ફૂલના ક્યારા વસંતઋતુનાં ફૂલોથી ભરાઈ ગયા હતા; સ્નોડ્રૉપ્સ, ક્રોકુસીસ, વાયોલેટસ, હિપેટીકાસ વગેરે ફૂલો ખીલી રહ્યાં હતાં.

આ ઘરની આગળ ક્રિસ્ટીએ વાજું વગાડવા માંડ્યું. શામાટે તેણે આ જગ્યા પસંદ કીધી તે તે ભાગ્યેજ કહી શક્યો; ઘરના અગ્રભાગમાં એક સુંદર વાડી હતી, અને એ સિવાય તેને એ ઘર પસંદ કરવાનું કદાચ બીજું કારણ હતું નહીં; કેમકે ક્રિસ્ટી ફૂલ ઉપર હમેશાં બહુ પ્રેમ રાખતો હતો. એક વખતે તેની માએ તેને માટે એક પૈસાની ફૂલની લુમ વેચાતી લીધી હતી. એ ફૂલને એક ભાંગેલી શીશીમાં ઘણા દિવસ સુધી રાખ્યા પછી તેણે તેને એક ચોપડીમાં દાબી દીધાં હતાં, અને તેની બનતી મેહેનતે તેનાથી કોઇ દિવસ પણ જૂદો પડયો નહોતો.

આ પ્રમાણે આ સુંદર બાગવાળા ઘરની આગળ ક્રિસ્ટીએ વાજું વગાડ્યું. વાજાના હાથાને ત્રણ વાર ફેરવ્યો નહીં તે પહેલાં બે નાનાં છોકરાં ઘરને મથાળે બારીમાં દેખાયાં; અને તેઓએ ઘણા ભાવથી ક્રિસ્ટીના વગાડવા ઉપર લક્ષ આપ્યું. બહાર નિકળી આવેલા સળિયાની મદદે તેમનાથી બન્યું તેટલે દૂર તેઓએ પોતાનાં માથાં બહાર કાઢયાં, અને ક્રિસ્ટી તેમની સઘળી વાત સાંભળી શક્યો.

આશરે પાંચ વર્ષની નાની છોડીએ કહ્યું, "ચાર્લી, વાજાવાળા તરફ જો, શું, તે વાજાનો હાથો બરાબર ફેરવતો નથી ?"

ચાર્લીએ કહ્યું, "હા, તે બરાબર ફેરવેછે; વળી વાજાનો સૂર કેવો સુંદર છે!"

નાની છોકરીએ કહ્યું, "હા, વાજાનો સૂર ઘણો ખુશકારક છે." મેબલ બારીમાંથી પડી ન જાય માટે એક આયા તેને કમ્મરેથી પકડી રહી હતી, તેની તરફ તેણે ફરીને પૂછ્યું "આયા આ સૂર સુંદર નથી?" આગલી રાત્રે જ્યારે તેની માએ પહેલીજ વખત વાજું વગાડ્યું હતું ત્યારે તેણે તેના બાપને તેના વિષે અભિપ્રાય આપતાં સાંભળ્યો હતો; તેથી તેણે ધાર્યું કે ક્રિસ્ટીના સૂરનો સાનંદાશ્ચર્ય બતાવવાની ખરી રીત આજ છે.

આ સૂર "પૂર મેરીઍન" નો હતો અને તેના શબ્દ આયા સારી પેઠે જાણતી હતી. વળી તેનું નામ મેરીઍન હતું, તેથી જ્યારે ક્રિસ્ટી વાજું વગાડતો હતો ત્યારે તે વિચારમાં ગરક થઇગઇ અને નીચે પ્રમાણે વિચાર કરવા લાગી:—

"ગાંધીના જુવાન છોકરા ગોહાન બાકને મારી સાથે હમેશાં નિમકહલાલ રહેવાનું વચન આપ્યું છે; શું, તે મારી સાથે "પૂર મેરીઍન" ના આશકની પેઠે વર્તશે? અને મને નિરાધાર મરવાને તજી દેશે?"

તેથી મેબલના 'પૂર મેરીઍન' વિષેના સાનંદાશ્ચર્યથી તેને જરાએ ઠીક લાગ્યું નહીં, અને જ્યારે તે સૂર બદલાઇ "રૂલબ્રિટાનિયા"નો સૂર વાજામાંથી નિકળ્યો ત્યારે તેને જરા ઠીક લાગ્યું. પણ જ્યારે "રૂલબ્રિટાનિયા" નો સૂર પૂરો થયો અને "ઘર, સુખાકારી ઘર" નો સૂર શરૂ થયો, ત્યારે છોકરાં આનંદથી બોલી ઉઠયાં; કેમકે તેમની મા તેમની

આગળ આ ગીત ઘણી વખત ગાતી હતી, તથા તેમને એ ગીત ઘણું વહાલું લાગતું હતું, અને તેમના છોકરવાદી સું-દર સાદે વાજાના સૂર સાથે બોલવા લાગ્યા: "સુખાકારી ઘર, ઘર જેવી કોઇ બીજી જગ્યા નથી; ઘર જેવી કોઇબીજી જ-ગ્યા નથી." અને જ્યારે ક્રિસ્ટીએ તેમની સામે જોયું ત્યારે તેને લાગ્યું કે તેઓ આ ગીત વિષે કંઇ પણ જાણેછે.

ક્રિસ્ટી વિસ્મય પામી મનમાં બોલવા લાગ્યો " શા માટે મને આવું સુંદર ઘર નહીં મળે ? " પણ છોકરાં બારી-માંથી દોડી ગયાં, અને ગરીબ વાજાવાળા માટે તેમની મા પાસે પૈસા માગવાને નીચે આવ્યાં. એક મિનિટ પછી બા-રીમાંથી એ પૈસા ક્રિસ્ટીને નાખવામાં આવ્યા. પણ તે 'સ્નો-ડ્રૉપ્સ' ફૂલના ક્યારાની વચમાં પડયા તેથી ક્રિસ્ટીને બાગનો ઝાંપો ઉઘાડવો પડયો અને પૈસા વીણી લેવાને ઘાસપર ચાલવું પડયું. કેટલીક વખત સુધી તેને તે જડયા નહીં, કેમકે તે ફૂલનીચે ઢંકાઇ ગયા હતા. તેથી છોકરાં તેને મદદ કરવા-ને પાછાં નીચે દોડી આવ્યાં. આખરે પૈસા જડયા અને જ્યા-રે છોકરાંએ ક્રિસ્ટીને પૈસા આપ્યા, ત્યારે તેણે તેની ટોપી નીચે ઉતારી ને નમ્રતાથી સલામ કરી. તેણે પૈસાને પોતા-ના ગજવામાં મૂકી દીધા અને પેલાં સ્નોડ્રૉપ્સનાં ફૂલ ઉપર ઘણા પ્રેમથી જોવા લાગ્યો.

તે બોલ્યો, " બેન, આ ફૂલ બહુ સુંદર છે. "

મેબલે અંગુઠા ઉપર ઊભા રહી કહ્યું "વાજાવાળા તારે એક બે ફૂલ જોઈએ છે ? "

અને ક્રિસ્ટીએ આતુરતાથી કહ્યું " એક બે ફૂલ મારે માટે બચાવશો ? "

મેબલે કહ્યું "હું મારી માને પૂછી જોઉં," ને પછી તે ઘરમાં દોડી ગઇ.

જ્યારે તે પાછી આવી ત્યારે તેણે કહ્યું, " વાજાવાળા, હું ચાર ફૂલ એકઠાં કરીશ, માટે તારી મરજીમાં આવે તે તું પસંદ કર. "

ફૂલને પસંદ કરવાનું કામ ઘણું કઠણ હતું; સ્નોડ્રૉપ્સ-નાં ચાર ફૂલને એકઠાં બાંધીને મેબલે ક્રિસ્ટીને આપ્યાં.

ક્રિસ્ટીએ કહ્યું, "બેન, મારી માએ એક વખત આના જેવાં કેટલાંક ફૂલ મને આપ્યાં હતાં."

મેબલે પૂછ્યું, "શું, તે તને હમણાં નથી આપતી?"

ક્રિસ્ટી શોકાતુર થઇ બોલ્યો, "બેન, તે મરી ગઇ છે."

મેબલે દિલગીરી ઉપજે એવા દયામણા સાદે કહ્યું, "અરે! ગરીબ વાજાવાળા, મને તારી બહુ દયા આવેછે!"

હવે ક્રિસ્ટીએ વાજાને પોતાની પીઠપર મૂક્યું અને જવાને તૈયાર થયો.

મેબલે તેના ભાઇને ધીમેથી કહ્યું,"ભાઇ, એનું નામ શું છે તે તું એને પૂછ."

ચાર્લીએ કહ્યું, "ના, ના, બેન, તું પૂછ "

મેબલે ફરીથી કહ્યું ચાર્લી, મેહેરબાની કરીને તું તેને પૂછ."

ચાર્લીએ શરમાતાં શરમાતાં પૂછ્યું, "વાજાવાળા, તારૂં નામ શું છે."

ક્રિસ્ટીએ તેમને પોતાનું નામ કહ્યું, ને જ્યારે તે રસ્તે-પડ્યો ત્યારે તેણે છોકરાંને તેની પાછળ બૂમ પાડતાં સાંભળ્યાં તેઓએ કહ્યું, "ક્રિસ્ટી, કોઇ બીજા દિવસે આવજે; ક્રિસ્ટી પાછો જલદી આવજે. "

આ રાત્રે જ્યારે ક્રિસ્ટી ઘેર ગયો ત્યારે પેલાં " સ્નોડ્રૉ-પ્સ"નાં ફૂલ કરમાઇને સૂકાઇ ગયાં. તેણે ફૂલને તાજાં કરવાને

પાણીમાં નાખ્યાં, પણ તે ફરીને તાજાં થયાં નહીં; તેથી તેણે તેની માનાં સૂકાયલાં ફૂલની સાથે એક જૂની ચોપડીમાં મૂકીદીધાં.

ક્રિસ્ટીએ આ પરાના રસ્તાની બીજી મુલાકાત ફરીને થોડી મુદ્દતમાં કરી; પણ આ વખતે તેણે તેના ચારે સર ફરીફરીને વગાડયા, તથા "ઘર, સુખાકારી ઘર" નો સૂર વધારે વખત સુધી લંબાવ્યો તોપણ તેણે કોઇ છોકરાં જોયાં નહીં, તેથી તેને જરાએ હસવું આવ્યું નહીં, તેમજ તેને "સ્નો-ડ્રૉપ્સ"નાં ફૂલ મળ્યાં નહીં. મેબલ અને ચાર્લી તેમની આયા જોડે સીમમાં ઘણે દૂર ફરવા ગયાં હતાં, અને ગરીબ ક્રિસ્ટીના વાજાનો અવાજ ત્યાં પહોંચ્યો નહીં.

ટ્રેફી બહાર જવાને હજુ પણ શક્તિવાન હતો નહીં, ને કોઇ કોઇ વાર ક્રિસ્ટી સાથે ચીડાઈ જતો. આખો દિવસ એકલા બેસી રહેવું તેને ઘણું સુસ્તીભરેલું લાગ્યું; વળી તેની પાસે દિલાસો મળે એવી કોઇ વસ્તુ હતી નહીં, અને તેનો જૂનો મિત્ર એટલે કે તેનું જૂનું વાજું તેની પાસે હતું નહીં. જ્યારે ક્રિસ્ટી રાત્રે ઘેર આવતો ત્યારે જો પૈસાનો ખજાનો મોટો ન હોય તો તે નિસાસો મૂકતો અને શોક કરતો, અને તેને અગાઉની માફક વાજું લઇ બહાર જવાની ઇચ્છા થતી.

પણ ક્રિસ્ટીએ ધીરજથી સઘળું સહન કર્યું, કેમકે તેની મા મરી ગયા પછી તે ટ્રેફી ઉપર સૌથી વધારે પ્રેમ રાખતો હતો; અને પ્રેમ ખાતર આપણે સઘળું ખમી શકીએ છિયે. ટ્રેફીને દિલાસો આપવાને તથા તેને સાજો કરવાને કોઇ માણસ અથવા કોઈ ચીજ શોધી કહાડવાની ક્રિસ્ટીને હજુ પણ ઇચ્છા થતી હતી.

એક રાત્રે ક્રિસ્ટીએ ટ્રેફીને કહ્યું, "ટ્રેફીશેઠ, હું તમારે વાસ્તે વૈદને લાવું ?"

ટ્રેફીએ કહ્યું, "ના, ના; ક્રિસ્ટી, ના; મને તું એમનો એમ રહેવાદે, મને રહેવાદે."

પણ ક્રિસ્ટી સેહેલાઇથી સમજે એમ નહોતું; જો ટ્રેફી મરી જાય, અને તેને જગતમાં એકલો મૂકી જાય, તો તેની શી દશા થાય! અગરજો આ નાનું કાતરિયું ઉદાસી ભરેલું હતું તોપણ ક્રિસ્ટીને તે એક ઘર માફક હતું, અને તેના ઉપર કોઇ માણસ પ્રેમ રાખનાર હોય તો બહુ સારૂં. જો ટ્રેફી મરી જાય તો તે ઘણો નિરાધાર પડી જાય; પણ ઘરડો ટ્રેફી દિવસે દિવસે ગળાતો ગયો, તેનો ચેહેરો ફિકકો પડતો ગયો તથા તેના હાથ નબળાઇને લીધે ધ્રૂજતા હતા; હમણા તે વાજું ભાગ્યેજ વગાડી શકતો, અને એ પ્રમાણે નબળા પડી મરી જતા ઘણાલોક વિષે ક્રિસ્ટીએ સાંભળ્યું હતું, તેથી તેના મનમાં ફાળ પડતી હતી કે રખેને ટ્રેફીનું પણ એમજ થાય. તેના ઘરડા શેઠને કોઇ આવીને તપાસે તો સારૂં થાય એવી તેની ઇચ્છા હતી.

ઘરધણીઆણી દાદરેથી પડી ગઇ હતી અને તેનો હાથ ભાંગી ગયો હતો; તથા વૈદ તેને જોવાને આવેછે એવું ક્રિસ્ટીને માલમ પડ્યું; તેથી તે વિચાર કરવા લાગ્યો:—

"જો વૈદ ફક્ત ઉપર આવે અને ટ્રેફીને તપાસે તો કેવું સારૂં થાય! ઘરધણીઆણીનો ઓરડો મારી કોટડીથી દૂર છે નહીં, તેથી તેને ઉપર આવવાને ફક્ત એક બે મિનિટ લાગશે. પછી ઘરડા ટ્રેફીને શું થયું છે તે હું તેને પૂછીશ તથા તેને સારૂં થશે કે નહીં તે પણ પૂછી લઇશ." આવા વિચારને લીધે ક્રિસ્ટી તે રાત્રે લાંબા વખત સુધી જાગતો પડીરહ્યો; તેણે બેચેનીથી તકિયા પર પાસું ફેરવ્યું, તથા તે ઘણો ગભરાયો ને ચિંતાતુર થયો. ચંદ્રનું અજવાળું કોટડીમાં પડતું હતું, અને જ્યારે ટ્રેફી ખુણાની અંદર બિછાના પર સૂતો હતો ત્યારે તેના મોં ઉપર અજવાળું પડતું હતું.

ક્રિસ્ટી કોણી ટેકીને જરા ઊંચો થયો અને તેણે ટ્રેફીની સામે જોયું; ખરેખર, તે બહુ માંદો અને નબળો દેખાયો; તેથી ક્રિસ્ટી ફિકરમાં પડયોઃ—

" અરે, જેમ મારી મા મને પાછળ મૂકી મરીગઈ તેમ ટ્રેફી મને મૂકી જતો રહેશે નહીં !"

અને ક્રિસ્ટી આજરાત્રે ઉંઘતા સુધી રડયો.

બીજે દિવસે ઘરધણીઆણીનો વૈદ્ય આવ્યો ત્યાં સુધી ક્રિસ્ટીએ દાદરની આસપાસ જોયા કર્યું, તેથી ટ્રેફીએ ધાર્યું કે ક્રિસ્ટી ઘણો આળસુ છે, કેમકે તે વાજું લઇ બહાર જતો નથી. પણ ક્રિસ્ટીએ એક પછી એક બહાનાં બતાવીને ટ્રેફીને ઉડાવ્યો અને દરવાજા આગળ વૈદની ગાડી ઊભેલી જુએ તેમાટે તેણે બારીની બહાર વાડામાં જોયા કર્યું.

આખરે જ્યારે વૈદ આવ્યો ત્યારે તેણે તેને ઘરધણીઆણીના ઓરડામાં જતો જોયો, અને તે બહાર આવ્યો ત્યાં સુધી બારણા આગળ બેસી રહ્યો; વૈદે બહાર નિકળ્યા પછી બારણું જલદીથી દઇ દીધું, અને જ્યારે તે પગથિયેથી ઉતરતો હતો ત્યારે તેણે તેની પાછળ એક આતુર અવાજ સાંભળ્યો.

ક્રિસ્ટીએ બૂમ પાડી, " મેહેરબાન સાહેબ, મેહેરબાન સાહેબ."

વૈદે પૂછ્યું, " છોકરા, તું શું કહેવા માગે છે ?"

ક્રિસ્ટીએ કહ્યું, " સાહેબ, ચીડાઇ જશો મા, પણ જો તમે એકાદ મિનિટ ઉપર આવશો અને ઘરડા ટ્રેફીને તપાસશો તો બહુ સારૂં; તે બહુ માંદો છે."

વૈદે પૂછ્યું, " ઘરડો ટ્રેફી કોણ છે?"

ક્રિસ્ટી બોલ્યો, " તે મારો શેઠ છે, એટલે કે તે મારી સંભાળ લે છે, અને તેની સંભાળ લેનાર પણ હુંજ છું."

વૈદ આ વિચિત્ર અર્થ સમજી શક્યો નહીં; તેમ છતાં તે પાછો ફર્યો અને ધીમે ધીમે દાદર પર ચઢવા લાગ્યો.

તેણે મમતાથીપૂછ્યું, " છોકરા, ટ્રેફીને શું થયું છે?"

ક્રિસ્ટી બોલ્યો, " સાહેબ, હું એજ જાણવા માગું છું, સાહેબ, તે બહુ ઘરડો છે, મારા ધાર્યા પ્રમાણે તે વધારે વખત જીવશે નહીં, આ બધું હું જાણવા માગું છું; મેહેરબાન સાહેબ, મારો શેઠ જાણતો નથી કે તમે અહીંઆં આવ્યા છો, માટે મને પહેલો જવાદો." અને ક્રિસ્ટી છાતી કહાડી અંદર ગયો; અને તેણે ટ્રેફીને કહ્યું, " સાહેબ, આપણી ધરધણીઆણીનો વૈદ તમને જોવા આવ્યો છે. "

ક્રિસ્ટીને ખુશી થવાનું કારણ એ હતું કે ટ્રેફીએ બિલકુલ આનાકાની કરી નહીં, અને ધીરજથી તથા નમ્રતાથી વૈદને પોતાનું શરીર તપાસવા દીધું, અને તેને કોણે મોકલ્યો છે તે પણ પૂછ્યું નહીં. પછી વૈદે રજા લીધી, અને બીજે દિવસે સવારમાં કંઇક ઔષધ મોકલવાનું વચન આપ્યું, અને સાંકડા વાડામાં થઇ ઘર તરફ હિંડવા માંડયું. જેવો તે ગાડી ઉપર ચઢતો હતો તેવામાં તેના હાથપર કોઈનો ટાઢો હાથ અડકયો.

ક્રિસ્ટીએ કહ્યું, "મેહેરબાન સાહેબ, તમારી મુલાકાતનું શું થયું?"

વૈદે પૂછ્યું " 'શું' એટલે શું ?"

ક્રિસ્ટી ફરીથી બોલ્યો "સાહેબ, ટ્રેફીને જોવાના કેટલા પૈસા થયા?" પછી તે ગજવામાંથી પૈસા કાઢી બોલ્યો, "સાહેબ આટલા પૈસા મારી પાસે છે; એટલા ચાલશે કે? નહીં તો આવતી કાલે થોડાક વધારે પૈસા તમારે ત્યાં લેતો આવીશ."

વૈદે મોં મલકાવી કહ્યું "અરે! છોકરા, તું એ પૈસા

તારી પાસે રાખ, હું તારા પૈસા લઇશ નહીં, અને જ્યારે હું મિસિસ ઉવાઇટને જોવા આવીશ ત્યારે ટ્રેફીને પણ જોતો જઇશ". ક્રિસ્ટીએ ટગર ટગર જોયા કર્યું, પણ તે વૈદ્યને આભારના શબ્દ કહી શકયો નહીં.

ક્રિસ્ટીએ વૈદ્યને પૂછ્યું, "સાહેબ, તમે ટ્રેફી વિષે શું ધારો છો?"

વૈદ્યે ગાડી હાંકતી વખતે કહ્યું, "છોકરા, ટ્રેફી વધારે વખત જીવશે નહીં; કદાચ એકાદ મહિનો જીવશે."

જ્યારે ક્રિસ્ટી પાછો ફર્યો ત્યારે તે ઘણોજ દિલગીર થઇ પોતાના મનમાં બોલ્યો, "શું, ટ્રેફીશેઠ એકજ મહિનો જીવશે! એક મહિનો જીવશે! હું મારા વહાલા શેઠ સાથે એકજ મહિનો રહીશ, ફક્ત એકજ મહિનો! અને તેને તેના કાતરિયામાં જતાં એક મિનિટ થઇ તે દરમ્યાનમાં ટ્રેફી સિવાય તેનો જન્મારો કેવો જશે તેનો દિલગીરીભરેલો આભાસ તેને માલમ પડયો; અને તેના મનમાં ઘણા વિચાર ઉત્પન્ન થયા:—

"મારૂં પોતાનું ઘર નથી, રહેવાની કોટડી પણ નથી. ઘર પણ નહીં, મિત્ર પણ નહી, અરે! હું કેટલો ખેદ પામીશ! વળી એકજ મહિના પછી, ફક્ત એક મહિના પછી ટ્રેફી શેઠ મરણ પામશે!"

ક્રિસ્ટીએ દિલગીરીભરેલા હૃદયથી બારણું ઉઘાડયું.

ટ્રેફીએ પૂછ્યું, "ક્રિસ્ટી, વૈદ્યે શું કહ્યું?

ક્રિસ્ટી ડસકાં ખાતાં ખાતાં બોલ્યો, "ટ્રેફીશેઠ, વૈદ્ય કહેછે કે તમે ફક્ત એક મહિનો જીવશો; અને તમારા વિના હું શું કરીશ?"

ટ્રેફી બોલ્યો નહીં; તે ફક્ત એકજ મહિનો જીવશે એમ તેને કહેવું એ ઘણી કઠણ વાત હતી; એક મહિના પછી તે ક્રિસ્ટીને, કોટડીને તેમજ પેલા વાજાને છોડી ચાલ્યો જશે;

પણ ક્યાં ચાલ્યો જશે તેની તેને ખબર નહોતી. આ વિષે વિચાર કરવાનું કામ ટ્રેફીને ઘણું ભારે અને કઠણ લાગ્યું.

આ દિવસે તે ઘણું બોલ્યો નહીં. આ દિલગીરી-ભરેલા દિવસે વાજું બહાર લઇ જવાની ક્રિસ્ટીમાં જોઇએ તેટલી હિંમત હતી નહીં; અને તેણે ધામે રહીને ઘણા શોકથી ઘરડા ટ્રેફીને તપાસ્યો. "ફક્ત એકજ મહિનો, ફક્ત એકજ મહિનો!" એવા શબ્દના ભણકારા બન્નેના કાનમાં થતા હતા.

પણ એટલામાં સાંજ પડી, અને સગડીમાંના દેવતાનું જે થોડું અજવાળું પડતું હતુ તે સિવાય કોટડીમાં બીજા કશાનું અજવાળુ પડતું નહોતું; આ વખતે ટ્રેફી વાત કરવા લાગ્યો.

તે બેચેન થઇ બોલ્યો, "ક્રિસ્ટી, હું ક્યાં જઇશ? એક મહિના પછી હું ક્યાં જઇશ?"

ક્રિસ્ટીએ વિચારમાં ને વિચારમાં દેવતા સામું જોયા કર્યું.

તે બોલ્યો, "ટ્રેફીસાહેબ, મારી મા સ્વર્ગ વિષે બોલતી હતી; અને તે કહેતી હતી કે હું સ્વર્ગવાસી ઘેર જઇશ. તેણે 'ઘર, સુખાકારી ઘર' છેલ્લું ગાયું હતું. હું ધારું છું કે સ્વર્ગવાસી ઘર આકાશમાં કોઇ એક જગ્યાએ હશે, ટ્રેફીશેઠ, હું એમજ ધારૂં છું; મારી મા કહેતી હતી કે તે બહુ સારી જગ્યા છે."

ટ્રેફીએ કહ્યું, "ખરી વાત, મારા ધાર્યા પ્રમાણે તે સારી જગ્યા હશે; પણ મને ત્યાં અજાણ્યું લાગશે, ક્રિસ્ટી, ખરેખર, મને ઘણું અજાણ્યું લાગશે; છોકરા, સ્વર્ગ વિષે હું ઘણું થોડું જાણું છું."

ક્રિસ્ટીએ કહ્યું, "હું પણ તમારા જેટલુંજ જાણું છું."

ટ્રેફીએ કહ્યું, "વળી હું ત્યાંના લોકને ઓળખતો નથી,

તેમજ મારી ઓળખાણુમાંનો કોઈ પણ માણસ ત્યાં હશે નહીં, વળી આ જૂના, વહાલા વાજાને મારે છોડવું પડશે. ત્યાંના લોકો પાસે આવાં વાજાં હશે નહીં; કેમ ક્રિસ્ટી, તેમની પાસે હશે વારૂં? "

ક્રિસ્ટીએ કહ્યું, "મેં મારી માને એ વિષે બોલતાં સાંભળી નથી; મારા ધાર્યા પ્રમાણે ત્યાંના લોકો સારંગી વગાડતા હશે. "

ટ્રેફી દિલગીર થઇ બોલ્યો, " હું સારંગી જરાપણુ પસંદ કરતો નથી, અને હું ત્યાં મારો વખત શીરીને ગાળીશ તે વિષે મને ફિકર થાય છે. " આનો શો જવાબ આપવો તે ક્રિસ્ટીને સૂઝયું નહીં તેથી તેણે જવાબ આપ્યો નહીં."

ક્રિસ્ટી એકાએક બોલી ઉઠયો, " છોકરા, તું મને સ્વર્ગ વિષે સમજાવ, તું તે વિષે સઘળું શોધીકાઢ; જો હું સ્વર્ગ વિષે થોડું ઘણું જાણીશ તો મને ત્યાં અજાણ્યુ લાગશે નહીં.

તારી મા તને ' ઘર, સુખાકારી ઘર ' વિષે કહેતી હતી, નહીં વારૂં ? "

ક્રિસ્ટીએ કહ્યું, "ખરી વાત, મારી પક્કી ખાતરી છે કે તેનો ઇરાદો સ્વર્ગ વિષે કહેવાનો હતો."

ટ્રેફી ઘણો આતુર થઈ બોલ્યો, "છોકરા, હવે સ્વર્ગ વિષે મને સમજાવવાને ભૂલીશ મા, વળી યાદ રાખજે કે હવે ફક્ત એક મહિનો રહ્યો છે ! એકજ મહિનો ! !

ક્રિસ્ટીએ કહ્યું, "ટ્રેફીસાહેબ, હું મારાથી બનશે તેટલું કરીશ. " અને ક્રિસ્ટીએ પોતાનું વચન પાળ્યું.

---

## પ્રકરણ ૪ થું.

### વાજું વગાડવા વિષે મેબલનો પહેલો પાઠ.

બીજે દિવસે ક્રિસ્ટીને હમેશની માફક બહાર જવું

પડયું. ઘરડો ટ્રેપી અગાઉ કરતાં હમણા ઘણો માંદો નહોતો, તે બેશી શકતો હતો, અને આ સાંકડી કોટડીમાં તાજી હવા આવે તેમાટે બહાર જતી વખતે ક્રિસ્ટી તેની નાની બારી ઉઘાડતો હતો; હવા ભારે અને રૂંધાઇ ગઇ હતી અને ક્રિસ્ટીનું હૃદય ઘણું ઉદાસ ને દમ આખર થઇ ગયું હતું. લગારે વિચાર કર્યા સિવાય ક્રિસ્ટીએ પરાને રસ્તે ચાલવા માંડયું. અને પેલા સુંદર બાગવાળા ઘર આગળ જઈને તે ઊભો રહ્યો; કદાચ પેલાં છોકરાં મને ખુશ કરશે એવી આશાથી તે તેમનાં આનંદી મોં જોવાને ઘણો આતુર હતો; તે આજે ઘણો સુસ્ત થઈ ગયો હતો.

આ વખતે ક્રિસ્ટીની આશા ભંગ થઇ નહીં; તેણે વાજાનો હાથો બે વખત ફેરવ્યો નહીં એટલામાં મેબલ અને ચાર્લી બન્ને બારીમાં દેખાયાં; અને જ્યારે તેમને બરાબર માલમ-પડયું કે તે વાજાવાળો ક્રિસ્ટી છે ત્યારે તેઓ બાગમાં દોડી-આવ્યાં અને જ્યાં ક્રિસ્ટી વાજું વગાડતો હતો ત્યાં આવીને ઊભાં.

ચાર્લીએ તેની બેનને ધીમેથી કહ્યું, "બેન, તે કેવી સારી રીતે વગાડે છે!"

મેબલે કહ્યું, "હા, મારી પાસે આવું વાજું હોય તો બહુ સારૂં થાય, ચાર્લી, તારે પણ આવું વાજું જોઇએ છે?"

ચાર્લી બોલ્યો, "ત્યારે આપણે બાપાને આપણે વાસ્તે એક વાજું લેવાનું કહીશું?"

મેબલે કહ્યું, "હું ધારૂંછું કે આપણી મા વાજું વગાડવું પસંદ કરશે નહીં, કેમકે તેનું માથું ઘણી વખત દુખે છે તે તો તું જાણેછેજ."

ચાર્લી ઉદાસ થઇ બોલ્યો, "વારૂં, મને લાગેછે કે આપણી ઓરડીમાંથી તે કંઇ સાંભળશે નહીં."

મેબલે ક્રિસ્ટીના મોં સામું જોઇને કહ્યું, " મને પણ વાજું વગાડવું બહુ ગમે છે."

ક્રિસ્ટી બોલ્યો, " બેન, બહુ સારૂં, અહીં આવ."

અને મેબલે અંગુઠા ઉપર ઊભા રહી પોતાના નાજુક હાથથી વાજાનો હાથો પકડયો, પણ હાથાને એટલો ધીમેથી ફેરવ્યો કે તેની માને લાગ્યું કે વાજાવાળો માંદો પડયો હશે, તેથી તે બારીએ આવી.

આ જોઇને મેબલની મા બહુ ખુશી થઇ, તે ખુબસુરત નાની છોકરીએ ઉનાળામાં પહેરવાનાં સફેત કપડાં પહેર્યાં હતાં, અને જ્યારે તે વાજાનો હાથો ફેરવતી હતી ત્યારે તે વાજાવાળો તેની સામે ઊભો રહ્યો હતો, અને તેને જોઇને ઘણો આશ્ચર્ય પામતો હતો.

પછી મેબલે ઊંચે જોયું તો તેની મા તેની નજરે પડી, ને જ્યારે મેબલને માલમ પડયું કે મારી મા મને નિહાળીને જુએછે ત્યારે તે ઘણી ખુશી થઇ; તથા તે વાજું બરાબર સાંભળે છે એમ સમજી તેણે વાજાનો હાથો ફેરવ્યા કર્યો, કેમકે દુનિયામાં તેની વહાલામાં વહાલી વસ્તુ તેની મા હતી. પણ તે વાજાનો હાથો બહુ ધીમેથી ફેરવતી હતી તેથી "પૂરમેરીએન" નો સૂર ઘણી ઉદાસી ઉપજાવે એવો લાગતો હતો.

મેબલ બોલી, "વાજાવાળા, મેહેરબાની કરીને વાજાનો હાથો ફેરવ અને 'પૂરમેરીએન' નો સૂર બદલાઇને 'ઘર, સુખાકારી ઘર'નો સૂર નિકળે એમ કર, કેમકે મારી માને એ સૂર બહુ સારો લાગેછે.

પણ ક્રિસ્ટી જાણતો હતો કે "ઘર, સુખાકારી ઘર"નો સૂર નિકળે તે પહેલાં 'રૂલબ્રિટાનિયા' નો સૂર નિકળશે તેથી તેણે મેબલ પાસેથી વાજાનો હાથો લીધો, અને ચાલાકીથી બોલ્યો, "બેન, ઠીક, મારાથી બનશે તેટલી ઉતાવળ કરીશ."

પછી તેણે વાજાનો હાથો એટલા જોરથી ફેરવ્યો કે જો ઘરડા ટ્રેફીએ આ વખત વાજામાંથી નિકળતા અવાજ સાંભળ્યા હોત તો વાજું ભાંગી જશે એવી ફાળ તેને પડી હોત, અને તે એક મહિનો પણ જીવતે નહીં. આ વખતે સામેના ઘરના લોક બારીએ આવ્યા, તેઓ ધારતા હતા કે વાજામાં ભૂત ભરાયું છે, કેમકે તે એક મિનિટ ધીમેથી ચાલતું હતું અને બીજી મિનિટે જલદીથી ચાલતું હતું. પણ જ્યારે પેલી નાની છોકરીએ વાજાનો હાથો ફેરવવા માંડયો, અને જ્યારે "ઘર, સુખાકારી ઘર" ના ધીમા અને ઠરેલ અવાજ નિકળ્યા ત્યારે પેલા લોકોને બરાબર સમજણ પડી. "ઘર, સુખાકારી ઘર" નો સૂર નિકળતો બંધ થયો ત્યાંસુધી મેબલે હાથો ફેરવ્યા કર્યો.

પછી, તે સંતોષ પામી હોય એવું બતાવીને તેણે વાજાનો હાથો ક્રિસ્ટીને આપી દીધો.

તેણે કહ્યું, "ઘર, સુખાકારી ઘર" હું બહુ પસંદ કરૂં છું કેમકે તેનો સૂર બહુ સારો છે.

ક્રિસ્ટીએ કહ્યું, "હા, બેન, મને પણ એ સૂર બહુ સારો લાગેછે." એટલામાં, તેણે ટ્રેફીને જે વચન આપ્યું હતું તે તેને યાદ આવ્યું, તેથી તેણે પેલી નાની છોકરીને પૂછયું "બેન, 'ઘર, સુખાકારી ઘર' કયાં છે?"

મેબલે પેલા સુંદર ઘર તરફ પોતાનું માથું હલાવીને કહ્યું, "મારૂં ઘર આ રહ્યું, પણ ક્રિસ્ટી તારૂં ઘર કયાં છે તેની મને ખબર નથી."

ક્રિસ્ટી બોલ્યો," બેન, મારૂં રહેવાનું ઘર બહુ સારૂં નથી; હું અને મારો શેઠ એક નાના કાતરિયામાં રહીએ છિયે; વળી તેમાં ફક્ત એકજ મહિનો રહીશું, ને પછી મને રહેવાનું ઘર પણ મળશે નહીં."

નાની છોકરી ઘણા દયામણા સાદે બોલી "ભાઇ ક્રિસ્ટી, મને તારી બહુ દયા આવેછે."

હમણા ચાર્લી વાજાનો હાથો ફેરવતો હતો, અને તેમાં-થી "પૂરમેરીએન"નો સૂર નિકળ્યો તેથી તે બહુ ખુશી થયો; પણ મેબલ આ વખતે બરાબર ધ્યાન આપતી નહોતી, કેમકે તે પેલા ગરીબ છોકરા વિષે ઘણા ઊંડા વિચારમાં પડી હતી; તે કહેવા લાગી "આ છોકરાને રહેવાનું માત્ર એક નાનું કાતરિયું છે, ને એક મહિના પછી તે પણ જતું રહેશે."

ક્રિસ્ટી બોલ્યો, "કોઇ બીજી જગ્યામાં એક ઘર છે; બેન, તેની તને ખબર છે ? તેને લોકો સ્વર્ગ કહેછે."

મેબલ ચાલાકીથી બોલી, "હા, સ્વર્ગ છે ખરૂં; ત્યાં તને રહેવાનું ઘર મળશે ?"

ક્રિસ્ટીએ પૂછયું, "સ્વર્ગ કયાં છે ?"

મેબલે પોતાની આંગળી આકાશ તરફ બતાવીને કહ્યું, "એ તો ઊંચે આકાશમાં છે. આ નાના તારા સ્વર્ગમાં રહે-છે, હું ધારતી હતી કે એ દૂતની આંખો હશે, પણ મારી આયા કહેછે કે એ વાત ખોટી છે."

ક્રિસ્ટી બોલ્યો, "તારા જોવા મને બહુ ગમે છે."

મેબલે કહ્યું, "મને પણ તારા જોવા બહુ ગમે છે, અને તું જ્યારે સ્વર્ગમાં જઇશ ત્યારે તું આ સઘળા તારા જોશે."

ક્રિસ્ટીએ પૂછ્યું, "સ્વર્ગ શાના જેવું હશે ?"

નાની મેબલ બોલી, "તે સારી જગ્યા છે, ત્યાંના લોક સફેત કપડાં પહેરે છે અને સઘળા રસ્તા સુવર્ણના બનાવેલા છે; વળી ઇશુખ્રિસ્ત ત્યાં છે; તને ઇશુખ્રિસ્તને જોવાનું મન થાયછે ?"

ક્રિસ્ટી ગભરાઈને બોલ્યો, "બેન, ઈશુખ્રિસ્ત વિષે હું બહુ જાણતો નથી."

મેબલે વિચારમાં ને વિચારમાં ઘણી ઉદાસ થઇ આંખ-માંથી આંસુ પાડયાં, અને કહ્યું, "વાજાવાળા, તું ઇશુખ્રિસ્ત

પર પ્રેમ રાખતો નથી ? અરે, તું ઇશુ પર શા વાસ્તે પ્રેમ રાખતો નથી? "

ક્રિસ્ટી બોલ્યો, "બેન, ઇશુખ્રિસ્ત વિષે હું કંઇ જાણુતો નથી."

મેબલની આંખમાંથી આંસુ દડદડ નિકળી પડયાં, અને તે બોલી, "ભાઇ, જો તું ઇશુખ્રિસ્ત પર પ્રેમ રાખશે નહીં તો તારાથી સ્વર્ગમાં જવાશે નહીં; અરે! હું બહુ દિલગીર થાઉં છું, કેમકે તને રહેવાનું ઘર મળશે નહીં, અને પછી તું શું કરશે? "

પણ આ વખતે ભોજનનો વખત થયો હતો, તેથી આયાએ પેલાં છોકરાંને બોલાવી લીધાં.

ક્રિસ્ટી ઊંડા વિચારમાં પડી ઘર તરફ વળ્યો. તે મેબલનાં આંસુ અને શબ્દ વિષે વિચાર કરવા લાગ્યોઃ—

" મેબલે મને કહ્યું છે કે જો હું ઇશુખ્રિસ્ત પર પ્રેમ રાખીશ નહીં, તો મારાથી સ્વર્ગમાં જવાશે નહીં; વળી મને રહેવાનું ઘર પણ મળશે નહીં. "

આવા વિચારથી તે ઘણો દિલગીર થયો અને કહેવા લાગ્યો, "જો 'ઘર, સુખાકારી ઘર' વિષે હું કંઇ જાણીશ નહીં, તો મારી શી દશા થશે ?" આ વખતે તેને તેનો વહાલો શેઠ યાદ આવ્યો અને તેણે કહ્યું, "શું, ટ્રેશીશેઠ એકજ મહિનો જીવશે? શું! તે ઇશુખ્રિસ્તપર પ્રેમ રાખે છે? મેં તો તેને ઇશુખ્રિસ્તનું નામ લેતાં કોઇ દિવસ સાંભળ્યો નથી; પણ જો ટ્રેશી સ્વર્ગમાં ન જતાં નર્કમાં જશે તો કેવું અણુઘટતું થશે! હું નર્ક વિષે ઘણું જાણુતો નથી, પણ હું ધારૂં છું કે તે પાપી લોકને માટે હશે, હું આજે ટ્રેશીને મેબલના બધા શબ્દ કહી સંભળાવીશ. કદાચ ટ્રેશી ઇશુખ્રિસ્તપર પ્રેમ રાખશે." ક્રિસ્ટીને આ વિષે ઘણી આશા હતી; સાંજરે ઘેર જઇ ટ્રેશીને આ વાત કહી સંભળાવવાને તે ઘણો ટાંપી રહ્યો હતો.

સવાર કરતાં બપોર પછી તાપ બહુ પડવા લાગ્યો અને ક્રિસ્ટી બહુ થાકી ગયો, તેનાથી વાજું ઊંચકાયું નહીં. હમેશ કરતાં આજે તેને વાજું ઘણું ભારે લાગ્યું; ટ્રેશીના ઘરથી અડધોક ગાઉ દૂર એક નાની ગલીમાં કોઇએક ઘરના પગથિયા ઉપર થોડીએક મિનિટ સુધી આરામ લેવાની ક્રિસ્ટીને જરૂર પડી. ભીંત સાથે પોતાના વાજાને મૂકી તે નીચે બેઠો; એવામાં બે સ્ત્રીઓ બારણા આગળ ભેગી થઇ, તેઓએ એકબીજાની ખબર પૂછયા પછી વાત કરવા માંડી; આ વખતે ક્રિસ્ટીએ તેમને ધ્યાન દઇ બરાબર સાંભળી.

એમાંની એક સ્ત્રીએ એક લાંબા, નીચા ઘર તરફ નજર કરીને પૂછ્યું, " બાઇ, પેલી કઇ જગ્યા હશે ? "

બીજી સ્ત્રી બોલી, " બેન તમને ખબર નથી ? એ તો આપણી નવી "મિશનરૂમ" છે; મેલવીલ સ્ટ્રીટના રસ્તા ઉપર આવેલા દેવલને તાબે આ " મિશનરૂમ " છે. એક જુવાન માણસ દર રવિવારે સાંજના ત્યાં ઉપદેશ કરેછે, મને તેનો ઉપદેશ સાંભળવો બહુ ગમેછે, કેમકે તે સ્પષ્ટરીતે ઉપદેશ કરેછે. "

પેલી બેનપણી બોલી, " અરે, એ તો સ્વર્ગ વિષે, ત્યાં કેમ જવાય તે વિષે તથા પ્રભુખ્રિસ્તે આપણે વાસ્તે શું શું કર્યુંછે એ સઘળાં વિષે ઉપદેશ કરેછે. જ્યારે આપણો ટૉમી માંદો પડયો હતો ત્યારે માયાળુ મિસ્ટર ઉવિલ્સન તેને જોવાને આવ્યો હતો. મિસિસ ઉવેસ્ટ, તમે તેને ઓળખતાં નથી ?"

મિસિસ ઉવેસ્ટે જવાબ આપ્યો, " ના, કદાચ, હું કાલે આવીશ, વારૂ, તે કેટલે વાગે ઉપદેશ કરે છે ? "

મિસિસ સ્મિથ બોલી, " દર રવિવારે સાંજના સાતવાગે; અને તમારે તમારાં કપડાંની કંઇ ફિકર કરવી નહીં; ત્યાં તો આપણા જેવા ગરીબ લોક આવે છે. "

મિસિસ સ્મિથ બોલી, " વારૂં, હું કાલે આવીશ;" પછી બન્ને સ્ત્રીઓ પોતપોતાને ઘેર ગઇ.

ક્રિસ્ટીએ આ સઘળું સાંભળ્યું હતું, તેથી બીજે દિવસે સાંજના સાત વાગતાં પેલી " મિશન રૂમ"માં જવાનું નક્કી કર્યું. તે બોલ્યો, " જે જાણવાને ટ્રેફીશેઠ ઇચ્છે છે તેની ખોળ કરવાને માટે વધારે વખત ગુમાવવો જોઈએ નહીં; વળી મહિનામાં એક દિવસ તો ઓછો થયો છે. "

આજરાત્રે ક્રિસ્ટીએ તેના શેઠને પૂછ્યું, " ટ્રેફીસાહેબ, તમે ઇશુખ્રિસ્તપર પ્રેમ રાખો છો કે ?

ઘરડા ટ્રેફીએ જવાબ આપ્યો, "ઇશુખ્રિસ્ત ! ઈશુખ્રિસ્તપર હું પ્રેમ રાખુંછું એમ મારાથી કેમ કહેવાય ? ખરૂં જોતાં મારે તેનાપર પ્રેમ રાખવો જોઇએ, સારા લોક એમજ કરે છે; નહીં વારૂં ? "

ક્રિસ્ટી ઉદાસ થઇ બોલ્યો, " ટ્રેફીશેઠ, જો તમે ઇશુખ્રિસ્તપર પ્રેમ રાખશો નહીં તો તમારાથી સ્વર્ગમાં જવાશે નહીં, અને તમને ત્યાં રહેવાને ઘર પણ મળશે નહીં."

ટ્રેફી બોલ્યો, " ખરી વાત, જ્યારે હું તારા જેવો નાનો છોકરો હતો,ત્યારે મેં આ વાત વિષે બહુ સાંભળ્યું હતું, પણ મેં એ વાતની બહુ દરકાર કીધી નહીં, ને હમણા હું તે બધું વિસરી ગયોછું. જ્યારથી હું માંદો પડયો છું ત્યારથી હું એ વિષે ઘણો વિચાર કરૂંછું,અને એમાંની કેટલીક વાત મને યાદ આવી છે; પણ જે મેં સાંભળ્યું હતું તે બધું મને યાદ આવતું નથી. ક્રિસ્ટી, આ બહુ ખરાબ છે; આથી મને બહુ માઠું લાગેછે."

# પ્રકરણ ૫ મું.

## સુખાકારી શહેરમાં પાપ નથી.

આ દિવસે બહુ તાપ પડયો હતો અને રાત્રે એથી પણ વધારે ધામ થયો હતો, ક્રિસ્ટીને ઘણી વારે ઉંઘ આવી, પણ એટલામાં તે વિજળીની ગર્જનાથી જાગી ઊઠયો, આ વખતે આ જૂનું કાતરિયું એક છેડેથી બીજા છેડા સુધી ડોલવા લાગ્યું.

ઘરડો ટ્રેફી પોતાની પથારીમાં બેઠો થયો, અને ક્રિસ્ટી તેની પાસે આવ્યો. આ તોફાન બહુ ભયંકર હતું, આ નાના કાતરિયામાં વિજળીના ચમકારા થતા હતા, તેથી બધી જ-ગ્યાએ અજવાળું અજવાળું થઈ રહેતું હતું, અને ક્રિસ્ટી પોતાના શેઠનું વદન જોઈશકતો હતો. વળી જરા જરા વાર-માં અંધારૂં થઈ જતું હતું; એવામાં જાણે ઘણાં ઘર પડી ગયાં હોય એવી એક મોટી ગર્જના થઈ, તેથી ટ્રેફી પગથી તે માથા પર્યંત ધ્રૂજવા લાગ્યો. ક્રિસ્ટીએ આવું મોટું તોફાન કદી જોયું નહોતું, તે ઘણો ચમકયો અને તેના શેઠ પાસે ઘુંટણીએ પડી તેના ધ્રૂજતા હાથને પકડી રહ્યો.

આ વખતે ક્રિસ્ટીએ પૂછયું" સાહેબ, તમને બહુ બ્હીક લાગેછે?"

ટ્રેફી બોલ્યો" ક્રિસ્ટી, હા; એમ છે ખરૂં, પણ શાથી મને આટલી બધી ગભરામણ થાય છે તેની મને ખબર પ-ડતી નથી. અગાઉ હું તોફાનથી ડરતો નહોતો, પણ આજે કોણ જાણે શું થયું છે?"

ક્રિસ્ટી બાપડો કંઇ બોલ્યો નહીં તેથી ટ્રેફીએ અગાડી બોલવા માંડયું: "ક્રિસ્ટી, આ વિજળી પરમેશ્વર હોય એવું મને લાગે છે, આ ગર્જના તેનો સાદ હોય એમ મને લાગેછે;

અને મને દેવની બહુ બ્હીક લાગેછે, ક્રિસ્ટી, હું તેનાપર પ્રેમ રાખતો નથી.”

આ વખતે વિજળીનો એક બીજો ચમકારો થયો, અને એક મોટી ગર્જના થઇ, તેથી ટ્રેપી પાછો પગથી માથા સુધી ધ્રૂજવા લાગ્યો.

તે બોલ્યો "ક્રિસ્ટી, આજ રાત્રે મરવાનું મને ઠીક લાગતું નથી; જો, વિજળીના ચમકારા મારી નજીક થાય છે; વારૂં, પાપ શું છે તે તું જાણે છે?”

ક્રિસ્ટી બોલ્યો, "હા, દુષ્ટકામ કરવું એ પાપ કહેવાય છે, નહીં વારૂ?"

ટ્રેપી બોલ્યો, "ખરી વાત, મેં ઘણાં દુષ્ટકામ કર્યાં છે, વળી ખરાબ વિચાર કરવો એ પણ પાપ છે, અને મેં ઘણાં ખરાબ પાપ કર્યાં છે, વળી જૂઠું બોલવું એ પણ પાપ છે, અને હું ઘણી વખત જૂઠું બોલ્યો છું; પણ આજ સિવાય કોઇ દિવસે મેં એ વિષે દરકાર કરી નહોતી.”

ક્રિસ્ટીએ પૂછ્યું, "સાહેબ, આજ રાતે તમે પાપ વિષે આટલીબધી દરકાર કરોછો તેનું શું કારણ છે?"

ટ્રેપી બોલ્યો, "આજ રાતે મને સ્વપ્ન આવ્યું અને તેથી મને ધ્રૂજારી ચઢી છે."

ક્રિસ્ટીએ આજીજી કરી પૂછ્યું, "સાહેબ, તે સમણું શા વિષે હતું તે મને કહેશો?”

ટ્રેપીએ કહ્યું, "ક્રિસ્ટી, હું ઇશુ વિષે વિચાર કરતો હતો એવામાં મને ઉંઘ આવી અને ઉંઘમાં વિચાર કરવાલાગ્યો કે હું એક સુંદર દરવાજા આગળ ઊભોછું, આ દરવાજો સુવર્ણનો બનાવેલોછે,એના ઉપર લખેલા કેટલાક ચકચકીત અક્ષર મારા જોવામાં આવ્યા. મેં અક્ષર ઉકેલી જોયા તો મને માલમપડયું કે એ 'ઘર, સુખાકારી ઘર' છે તેથી હું મનમાં ઘણો ખુશી થયો, મને લાગ્યું કે જો ક્રિસ્ટી અહીંઆં હોત તો બહુ સારૂં થાત. પણ

એટલામાં એક માણુસે પેલો દરવાજો ઉઘાડી મને પૂછ્યું, ઘ-રડા માણુસ, તારે શું જોઈએ છે? મેં કહ્યું, 'મારે અંદર આવવું છે અને હું અહીંઆં રહેવાને ઇચ્છું છું.' પણ પેલા માણુસે દરવાજો બંધ કર્યો અને તે ઘણોજ ગંભાર તથા ઉ-દાસ થઈ બોલ્યો, 'અહીઆં પાપી માણસથી અવાતું નથી.' ક્રિસ્ટી, આ ઉપરથી મને લાગ્યું કે હું ઘણો પાપી છું, તેથી હું પાછો ફર્યો; એવામાં અંધારૂં ઘોર થઇ ગયુ અને હું વિજળીના ચમકારાથી જાગી ઉઠયો; ક્રિસ્ટી, આ વાત મારા મનમાંથી ખસતી નથી, આ વાત મારાથી ભૂલાતી નથી.

હજુ વિજળીના ચમકારા થતા હતા અને મેઘગર્જના પણ થતી હતી તેથી ટ્રેફી બહુ ધ્રૂજવા લાગ્યો.

ક્રિસ્ટી ટ્રેફીને બરાબર દિલાસો આપીશકયો નહીં કે-મકે તેને પોતાનેજ બ્હીક લાગતી હતી, તોપણ તે તેની ન-જીક આવ્યો અને તોફાન સમીગયુ ત્યાં સુધી તેની પાસેજ બેસી રહ્યો, હમણા તે નાના કાતરિયા પર વરસાદનાં ઝાપટાં પડતાં હતાં તે સિવાય બીજા કશાનો અવાજ સભંળાતો ન-હોતો; તેથી ક્રિસ્ટી પોતાની જગ્યાએ જઇ ઉંઘી ગયો.

બીજે દિવસે સવારનો પહોર એક ખરાબ સમણા જેવો લાગતો હતો. જ્યારે સૂર્ય ઘણો પ્રગશતો હતો ત્યારે ક્રિસ્ટી બેઠો થયો અને તેણે કોટડીનીબારી ઉઘાડી. વરસાદના આવી ગયા પછી સઘળી વસ્તુ તાજી દેખાતી હતી, હવા સ્વચ્છ થઇ હતી, અને છજામાં ચકલીઓ ચીંચીં કરતી હતી. આ દિવસ પવિત્ર દિવસ હતો અને આજેજ ક્રિસ્ટી "મિશનરૂમ" માં ઉપદેશ સાંભળવા જવાનો હતો. સાંજ ક્યારે પડે કે હું બહાર જાઉં અને જે વાત ટ્રેફી જાણવાને ઇચ્છેછે તે વાતની ખોળ કરૂં એમ ક્રિસ્ટી પોતાના મનમાં વિચાર કરતો હતો.

બાપડા ઘરડા માણુસને વસતઋતુના આ લાંબા દિવસે બિલકુલ ગમ્યું નહીં. ક્રિસ્ટી રવિવારેજ તેના શેઠને સાચવવા

રહેતો હતો; તેથી તે તેને મૂકીને આઘો ખસ્યો નહીં; ટ્રેફી સમણા વિષે ફરીથી બોલ્યો નહોતો તોપણુ ક્રિસ્ટીની ખાતરી થઇ કે ટ્રેફી હજુ તેનું સ્વમ વિસરી ગયો નથી.

આખરે આ કંટાળા ભરેલો દિવસ પૂરો થયો, અને છ વાગ્યાના સુમારે ક્રિસ્ટી ધોઇ ધાઇને દેવલમાં જવાને તૈયાર થયો.

આ વખતે ટ્રેફી આતુર થઇ બોલ્યો "ક્રિસ્ટી, સાવચેત રહેજે, અને દરેકે દરેક શબ્દ સાંભળજે." 'મિશનરૂમ' હમણાજ ઉઘડી હતી; ત્યાં એક બાયડી દીવા સળગાવતી હતી, તથા લોકોને વાસ્તે જગ્યાની ગોઠવણુ કરતી હતી. આ વખતે ક્રિસ્ટી બારણામાં ડોકિયાં કરવા લાગ્યો, તેથી પેલી બાઇએ તેને ત્યાંથી જતાંરહેવાનુ ફરમાવ્યું.

પણ ક્રિસ્ટીએ ઉદાસ થઇ પૂછયું "શુ, આજ રાત્રે કોઇ ઉપદેશ કરવાનું નથી ?"

પેલી બાઇએ પૂછયું "શું, તું ઉપદેશ સાંભળવા આવ્યોછે ? વારૂં, અંદર આવ; પણુ ચુપ રહેજે અને ગડબડ તથા વાતચિત કરીશ નહીં."

આ વખતે "મિશનરૂમ"માં ક્રિસ્ટી સાથે વાત કરનાર કોઇ હતું નહીં તેથી તેનુ આ બોલવું વૃથા હતું, તોપણુ ક્રિસ્ટી તાબે થઇ અંદર ગયો અને આગળ મૂકેલી એક પાટલી ઉપર જઇને બેઠો.

"મિશનરૂમ" માં લોકો આવવા લાગ્યા; ઘરડા માણુસો તેમજ છોકરાઓ આવ્યા હતા, પોતાનાં નાનાં બાળકને લઇ કેટલીક સ્રીઓ તથા શાલ ઓઢીને કેટલીક ઘરડી સ્રીઓ આવી હતી; ધણી ધણીઆણી, તથા કેટલાંક જુવાન માણસો પણુ આવ્યાં હતાં, એ પ્રમાણે "મિશનરૂમ" માં આબરૂદાર કારીગરની બાયડીથી તે ભિક્ષુકની નાની છોકરી સુધ્ધાં સઘળા લોક ભેગા થયા હતા.

એટલામાં સાત વાગ્યા અને પાદરીસાહેબ બારણું ઉઘાડી અંદર આવ્યા. ક્રિસ્ટીનું ધ્યાન ઉપદેશ વખતે એકજ જગ્યાએ હતું તે હેલ્લું સ્તોત્ર સાંભળીને ઘણોજ આનંદ પામ્યો; એક જુવાનસ્ત્રી સ્તોત્ર સ્પષ્ટરીતે ગાતી હતી તેથી ક્રિસ્ટી દરેકેદરેક શબ્દ સાંભળી શક્યો અરે! ક્રિસ્ટી ઘરડા ટ્રેશીને કહી સંભળાવવાને આ શબ્દ યાદ રાખી શક્યો હોય તો કેવું સારૂં! સ્તોત્રના શબ્દ નીચે પ્રમાણે હતા.

"એક રુડું તેજસ્વી શે'ર,
કેમ કરે પાપ ત્યાં લહેર?
હોય વળી જે પુરુષ મલીન,
તે આવી ન શકે કો દીન."

"તારક, હું આવું તુજ પાસ,
પ્રભુબાળક, વિનવું હું દાસ;
શુધ્ધ મને કર તારણ આપ,
દૂર થાય જેથી સૌ પાપ."

"હેપ્રભુ, તું મુજને આકાળ,
કર તારો વાંલેરો બાળ,
હૃદય તારૂં જેથી દુઃખાય,
તુજબળથીતે દૂર રખાય."

"ઊભો શ્વેતવસ્ત્રે તુજ ધામ,
એચિને' મોક્ષ તુજ મુકામ
રહિત કલંક રહું નિર્દોષ,
સહી સલામત કેરો કોપ."

સ્તોત્ર પુરૂં થયાપછી ઉપદેશ શરૂ થયો. પાદરી સાહેબનું શાસ્ત્રવાક્ય પ્રકટીકરણના ૨૧મા અધ્યાયની ૨૭મી કલમમાંથી હતું, "જેકંઇ અશુદ્ધ છે તે તેમાં પેસનારજ નથી."

સ્વર્ગવાસી શહેર જેના રસ્તા સુવર્ણના બનાવેલા છે, તથા જેના દરવાજા મોતીના બનાવેલાછે, અને જેને વિષે લોક હમણાજ ગાતા હતા તેવિષે પાદરી સાહેબે ભાષણ કર્યું. આ સુખાકારી જગ્યામાં જે લોકો રહેછે તેમનેવિશે, તેમના સફેત જબ્ભા વિષે, તેમના સુવર્ણના મુગટ વિષે, જે ગીત ત્યાં હમેશાં ગવાયછે તેવિષે તથા ત્યાંના લોકના આનંદ વિષે પાદરીસાહેબે ઉપદેશ કર્યો.

તેણે કહ્યું "આ તેજસ્વી શહેરમાં દિલગીરી જોવામાં

આવતી નથી, ત્યાં કોઇ રડતું નથી, કોઇ આંસુ પાડતું નથી, કોઇ નિસાસો મૂકતું નથી, તેમજ ત્યાં કોઇ સંકટમાં આવી પડેલું જોવામાં આવતું નથી. આ સુવર્ણના રસ્તાપર થાક લાગતો નથી, ભૂખ લાગતી નથી, ત્યાં ચામડી બાળીદે એવો ગરમ સૂર્ય પ્રકાશતો નથી, તેમજ સખત હિમ કે બરફ પડતું નથી. ત્યાં કોઇ માંદુ પડતું નથી, કોઇ મરણ પામતું નથી, કોઇ જાતની મરણક્રિયા કરવામાં આવતી નથી તેમ-જ ત્યાં કોઇનીકબર પણ જોવામાં આવતી નથી. ત્યાં પ્રીતિ સંપૂર્ણ છે, ત્યાં કોઇ લડતું નથી તેમજ કોઇ કઠોર સાદે બોલી સ્વર્ગની શાંતિ ભંગ કરતું નથી. આવું સુખ ત્યાં સર્વે-કાળ હોયછે, એ સુખ નાશ પામતું નથી ત્યાંના લોકોને ભવિષ્યની બિલકુલ ફિકર છે નહીં, તેમજ ત્યાં લોકો સલામ કરીને જૂદા પડતા નથી. જો તમે ફક્ત એકજ વખત ત્યાં જશો તો તમે હમેશાં ત્યાં રહેશો તથા સ્વર્ગમાં દેવ સાથે આરામ લેશો.

આટલું કહ્યા પછી તેણે પૂછ્યું " ભાઇઓ તથા બેનો, તમને આ જગ્યાએ જવું ગમેછે? "

ત્યારે "મિશનરૂમ"માં સર્વ લોક આતુરતાથી ધીમે સાદે મનમાં બોલ્યા "હા, સાહેબ;" અને આ વખતે ક્રિસ્ટી પોતાના મનમાં બબડવા લાગ્યો, " સ્વર્ગમાં જવાને! હા, ત્યાંતો હું અને ધરડોટ્રેપી બન્ને જવાને આતુર છિયે".

પછી પાદરીએ અગાડી બોલવા માંડ્યું "જે વસ્તુ ભ્રષ્ટ છે તે સ્વર્ગમાં જશે નહીં; સ્વર્ગના દરવાજા પાપ આ-ગળ બંધ છે. મારા સ્નેહી, જો તમે ફક્ત એકવાર પાપ કર્યું હશે તો પણ તમારી આગળ સ્વર્ગના દરવાજા બંધ થશે. ત-મેં નક્કી જાણજો કે જે વસ્તુ ભ્રષ્ટ છે તે કોઇ દિવસ સ્વ-ર્ગમાં જઇ શકતી નથી. જો મેં મારી આખી જીંદગીમાં પાપ ન કર્યું હોય. મેં દુષ્ટકામ ન કર્યું હોય, અથવા હું અનીતિ-માન શબ્દ ન બોલ્યો હોઉં, અને મેં કોઇ દિવસ ખરાબ

વિચાર ન કર્યો હોય, સારાંશ કે મેં મારી આખી જીંદગીમાં મારી ફરજ બજાવી હોય અને હું નિષ્પાપતથા પવિત્ર હોઉં, પણ જો હું આજ રાતે એક નજીવું પાપ કરૂં તો એ પાપ મને સ્વર્ગમાં જતાં અટકાવશે. મારી આગળ સ્વર્ગના દરવાજા બંધ થશે; તેથી હું કહું છું કે ભાઇઓ, પાપનું કલંક આપણને આ તેજસ્વી શહેરમાં જતાં અટકાવશે."

તેણે પૂછયું, "ફક્ત એકજ પાપ કર્યું હોય એવો કોઇ માણસ કે સ્ત્રી આ જગ્યાએ છે ? કોઈ એમ કહી શકે છે કે મેં એકજ પાપ કર્યુંછે?

પણ આવખતે "મિશનરૂમ"માં ઘણો ધીમો સાદ થયો અને લોકોએ પોતાના દોષી આત્માને માટે ઊંડો નિસાસો મૂકયો.

પાદરીએ કહ્યું "ના, અહીંઆં એમ કહી શકે એવું કોઇ નથી. આપણે વારંવાર પાપ કર્યુંછે, અને દરેક પાપ કાળી શાહીના ડાઘની માફક આપણા હૃદય પર રહ્યું છે."

આ શબ્દ સાંભળી ક્રિસ્ટી પોતાના મનમાં બોલ્યો "અરે ! હું અને ટ્રેફી શું કરીશું?" આ વખતે તેનું મન તેની એકાંત કોટડી વિષે તથા ટ્રેફીની ઉદાસકાંતિ વિષે ધુંટાતું હતું.

તે મનમાં બોલ્યો "આ સઘળી વાત ખરી છે, મિસિસ મેબલના શબ્દ ખરા છે તથા ટ્રેફીશેઠનું સ્વપ્ન ખરૂં છે; આ બધી વાત વાસ્તવિક છે."

પાપ કેમ નિવારણ થાય તે વિષે પેલા પાદરીને કહેતાં ક્રિસ્ટી સાંભળત, પણ તેનું નાનું હૃદય ઉપદેશના એકજ વિચારથી ભરાઇ ગયું હતું; આ વખતે પાદરીએ ધર્મસમાજના લોકને જણાવ્યું "આજ કરતાં વધારે સ્પષ્ટરીતે આવતા રવિવારે સ્તોત્રના બીજા શ્લોક ઉપર હું ઉપદેશ કરવાનો છું, તેથી હું આશા રાખુંછું કે સઘળા લોક તે દિવસે હાજર રહેશે." ક્રિસ્ટી ઘણો દિલગીર થઇ

ઘેર ગયો, તેણે આજે ચિંતાતુર ટ્રેફીને મળવા સારૂ ઉતાવળ કરી નહીં. જયારે તે તેની અંધારી કોટડીમાં આવી પહોંચ્યો ત્યારે તે ટ્રેફીની કને બેસી ગયો, અને દેવતા સામું જોઇ ઘણા શોકાતુર સાદે બોલ્યો "ટ્રેફીસાહેબ, તમારૂં સ્વપ્ન, ખરેખર, સાચુંછે; મેં આજ રાતે એ વિષે વારવાર સાંભળ્યુ છે; પાદરીસાહેબે તે વિષે ઉપદેશ કર્યો અને અમે તેવિષે એક સ્તોત્ર ગાયું, માટે એમાં કંઇજ ભૂલ નથી."

ટ્રેફી દયામણા સાદે બોલ્યો "છોકરા, મને તું તેવિષે કહી સંભળાવ."

ક્રિસ્ટીએ કહ્યું "ટ્રેફીસાહેબ, સ્વર્ગ એક સુંદર જગ્યાછે; જો તમે ત્યાં જશો તો હમેશાં સુખી રહેશો, પણ એના દરવાજામાં પાપીથી પેસાતું નથી; એજ પ્રમાણે પાદરીસાહેબે કહ્યું. અને સ્તોત્રના શબ્દપણ એજ હતાઃ—

"એક રૂડું તેજસ્વી શે'ર,
કેમ કરે પાપ ત્યાં લહેર?"

પછી ઘરડાટ્રેફીએ કહ્યું "ક્રિસ્ટી, મારે માટે કંઇજ આશા નથી, અરે! મારેમાટે કંઈજ આશા નથી."

ઘણી વાર પછી, જ્યારે ટ્રેફી ખુણામાં પોતાની પથારીપર સુતો હતો ત્યારેક્રિસ્ટીએ તેને "પાપની સામે સ્વર્ગના દરવાજા બંધ છે" એશબ્દ ધ્રૂજતા સાદે બબડતાં સાંભળ્યો.

વળી એક બીજે કાને ટ્રેફીનો સાદ પડયો; જે દરવાન વિષે બનિયન લખેછે તે દરવાને ટ્રેફીનો દિલગીરી ભરેલો સાદ સાંભળ્યો, ને તેને દયા આવી. તે ઘરડાટ્રેફી વિષે સઘળું જાણતો હતોઃ અને સ્વર્ગનો દરવાજો ઉઘાડી પ્રેમ ભરેલા શબ્દમાં કહેવાને તૈયાર હતોઃ "ઘરડામાણસ, હું તને સ્વર્ગમાં લેવાને મારા ખરા દિલથી રાજી છું."

---

# પ્રકરણ ૬ ઠું.

## "ઘર, સુખાકારી ઘર"માં જવાનો એકજ રસ્તો છે.

ટ્રેફીને અને ક્રિસ્ટીને આઅઠવાડિયું ઘણું લાંબું તથા દિલગીરી ભરેલું લાગ્યું. ઘરડોટ્રેફી નાસિપાએસ થઇ સ્તોત્રના શબ્દ કોઇ કોઇ વાર બબડતો હતો, અથવા "છોકરા, હું પાયમાલ થઇ ગયો છું; મને સ્વર્ગ મળવાનું નથી" એ શબ્દ કોઇ કોઇ વાર ક્રિસ્ટીને કહી સંભળાવતો, તે સિવાય તે કદી બોલતો નહીં.

ટ્રેફીએ તેના વહાલા વાજાને વિસારી દીધું હતું. ક્રિસ્ટી તેને દિવસના બહાર લઇ જતો પણ રાતના તે ભીંત સાથે પડી રહેતું. હમણાં ટ્રેફીને વાજું સાંભળવું ગમતું નહોતું, એક રાતે ક્રિસ્ટીએ વાજું વગાડયું, અને તેમાંથી "ઘર, સુખાકારી ઘર"ના મધુર અવાજ નિકળ્યા તોપણ ટ્રેફી કટાણું મોં કરી બોલ્યો "છોકરા, વાજું વગાડીશ મા, કેમકે મને એ સુખાકારી ઘર મળવાનું નથી; ખરે! મને ફરીથી રહેવાનુ ઘર મળવાનું નથી."

એ પ્રમાણે ટ્રેફી પાસે દિલાસો મળે એવી કોઇ વસ્તુ રહી નહોતી. તેનું વહાલું જૂનું વાજું તેની સાથે લડયું હોય એમ તેને લાગ્યું; તેનું વહાલું વાજું જેના ઉપર તે ઘણો પ્રેમ રાખતો હતો તે પણ તેને દુ:ખકારક માલમ પડયું. પેલો વૈદ્ય પોતાના વચન પ્રમાણે ફરીથી ટ્રેફીને જોવા આવ્યો, પણ તેણે કહ્યું કે ટ્રેફીને વાસ્તે કંઈ ઉપાય નથી, એને તો જેમ તેમ કરીને વખત ગાળવાનો છે, કેમકે એનો જીવ બચાવે એવું ઔષધ છેજ નહીં."

ટ્રેફી દિવસે દિવસે ગળાતો ગયો અને તેના આવરદાની દોરી ઢીલી પડતી ગઇ, અને જે જગ્યા વિષે તે કંઇ જાણતો નહોતો તે જગ્યા તરફ તે દરરોજ ખેંચાવા લાગ્યો.

આવતા રવિવારે સ્તોત્રના બીજા શ્લોક વિષે સાંભળ-

વાને ક્રિસ્ટી અને ટ્રૂશી બન્ને જણ આતુરતાથી દહાડા ગણતા હતા. કદાચ, આખરે" ઘર, સુખાકારી ઘર"માં ટ્રૂશીનો પાપી આત્મા જાય એવી આશા તેઓ રાખતા હતા.

એટલામાં રવિવાર આવીપહોંચ્યો. રાતની વખતે વરસાદ ઘણો પડયો, અને વાવાઝોડાં થયાં, તેથી "મિશનરૂમ" માં હમેશ કરતાં આજે ઘણા થોડા લોકો આવ્યા હતા, પણ તેમનાં મન ઘણાં આતુર હતાં, અને જ્યારે પાદરીએ લોકોની આસપાસ જોઇને શાસ્ત્રવચન કહ્યું, ત્યારે તેને લાગ્યું કે આજે લોકો માત્રજિજ્ઞાસાથી આવ્યા હોય એમ નથી પણ ઇશ્વરના શબ્દ સાંભળવાની ખરી ઇચ્છાથી આવ્યાછે. શાસ્ત્રવાક્ય સાંભળવાથી એ જગ્યાના સઘળા લોકોનું કલ્યાણ થાય તેમાટે તેણે ખરા દિલથી ઇશ્વરની પ્રાર્થના કરી.

જ્યારે પાદરીએ લોકોને શાસ્ત્રવચન કહી સંભળાવ્યું, ત્યારે તે જગ્યાના સઘળા લોક બહુ શાંત હતા. ક્રિસ્ટીએ પાદરીસામું જોયા કર્યું, તથા દરેક શબ્દ આતુરતાથી સાંભળ્યો.

" દેવના પુત્ર ઇશુખ્રિસ્તનું લોહી આપણને સઘળા પાપમાંથી શુદ્ધ કરેછે; " પાદરીનું શાસ્ત્રવાક્ય આ હતું.

પાદરીએ ગયા રવિવારના ઉપદેશ વિષે તથા જે સુવર્ણના શહેરમાં જવાને તેઓ આતુર હતા તે શહેર વિષે ફરીથી કહી સંભળાવ્યું; પછી તેણે સ્તોત્રનો પહેલો શ્લોક લોકોને યાદ કરાવ્યો:

"એક રુડું તેજસ્વી શે'ર.
કેમ કરે પાપ ત્યાં લહેર;"

અને પછી તેણે ઘણી નરમાસથી પૂછ્યું, "આ શહેરમાં શીરીતે જવાય તે જાણવાની ઇચ્છાથી આજે અહીંઆં કોઇ આવ્યુંછે? અહીંઆં એવું કોઇછે?"

ક્રિસ્ટી મનમાં બોલ્યો," હા, હું છું."

પાદરીએ કહ્યું," ઇશ્વરની મદદથી તેનો રસ્તો તમને બતાવવાનો હું પ્રયત્ન કરીશ."

"મેં તેમજ તમે પાપ કર્યું છે. જો આપણે ફક્ત એકવાર પાપ કરીએ તો આપણાથી સ્વર્ગમાં જવાય નહીં; પણ આપણે તો હજારો વખત પાપ કર્યુંછે, અને આપણાં હૃદય પાપના ડાઘથી છવાઇ ગયાં છે; પણ આપણાં હૃદય કેવી રીતે સ્વચ્છ થાય તથા શુદ્ધ થાય તેનો એકજ ઉપાય છે. મારૂં શાસ્ત્રવાક્ય એ ઉપાય બતાવે છે, અને તે ઇશુખ્રિસ્તનું લોહી છે."

ઈશુનું લોહી પાપને કેવી રીતે ધોઈ નાખે છે તે વિશે પાદરીએ લોકને સમજાવ્યું. ગલગથાની ટેકરી ઉપર તે કેવી રીતે મરણ પામ્યો, તે વિષે અને પાપ તથા મલિનતામાથી મુક્ત થવાય તે માટે તેણે જે ઝરો ખુલ્લો રાખ્યો હતો તે વિષે તેણે ઉપદેશ કર્યો. તેણે લોકોને સમજાવ્યું કે ઇશુખ્રિસ્ત દેવનો પુત્ર છે અને વધસ્તંભપર એનું જે લોહી પડયું હતું તે અમૂલ્ય છે.

પછી તેણે લોકોને કહ્યું, " ઇશુના મરણ પછી હજારો લોકો આ ઝરાની પાસે આવ્યા છે, અને દરેક જણ બરફ કરતાં વધારે ઉજળો અને શુદ્ધ થઈ બહાર આવ્યો છે; જ્યારે આ શુદ્ધ થયલા લોકો મોતીના દરવાજા આગળ ગયા ત્યારે તે ઉઘડી ગયા, કેમકે તેમનાં હૃદયપર પાપની નિશાની રહી નહોતી, પણ તેઓ પાપથી મુક્ત થયા હતા. પછી પાદરી આતુરતાથી જોવા લાગ્યો, ને આગળથી ટેકીને નમ્રતાથી બોલ્યો, " મારા મિત્ર, તમારાં પાપ ધોવાઇ જાય માટે તમે, આ લોહીની પાસે જાઓ, અને સ્તોત્રનો બીજો શ્લોક તમારા ખરા દિલથી ગાઓ;"

ચોપાઈ.

તારક, હું આવું તુજ પાસ,

પ્રભુબાળક, વિનવું હું દાસ;
શુદ્ધ મને કર તારણ આપ,
દૂર થાય જેથી સૌ પાપ

પાદરીએ કહ્યું, " મારા વાક્યમાં એક નાનો સરખો શબ્દ છે, તે શબ્દ ' સૌ ' છે, ' સૌ ' પાપ. દરેક ખરાબ શબ્દનો, દરેક અનીતિમાન વિચારનો અને દરેક દુષ્ટ કર્મનો આ શબ્દમાં સમાવેશ થાયછે. કાળામાં કાળાડાઘનો, સૌથી મોટા કલંકનો અને સૌથી અઘોર લાંછનનો સમાવેશ એ શબ્દમાં થયોછે. ગમે તેવું ખરાબ પાપ હોય તોપણ તે ઇશુ-ના લોહીથી ધોવાઇ જાયછે. ગમે તેવુ મોટું પાપ હોય તોપણ એ લોહી છવાઇ જતું નથી અને આ જગ્યાએ દરેક જણ ક્યાં તો મુક્તિ પામ્યું હોય કે મુક્તિ પામવાનું હોય; દરેક જણ ક્યાં તો ધોવાઇને શુદ્ધ થયુ હોય કે શુદ્ધ થવાનું હોય; પણ મારા મિત્ર, હું તમને એક મોટો સવાલ પૂછુંછું; " તમારૂં હૃદય પાપી છે કે ઇશુના લોહીથી શુદ્ધ થયુંછે? તમારૂં હૃદય આ બેમાંથી એક જાતનું હોવું જોઇએ; મને કહોતો તે કેવુંછે? "

આ સવાલ પૂછ્યા પછી તે જરા થોભ્યો; આ વખતે " મિશનરૂમ " એવી શાંત હતી કે ટાંકણી જેવી નાની વસ્તુનો અવાજ પણ સાંભળી શકાય. લોકો ઊંડા વિચારમાં પડ્યા, અને ક્રિસ્ટી પોતાના મનમાં બીજા શ્લોકનો છેલ્લો ભાગ ગાવા લાગ્યો;

"શુદ્ધ મને કર તારણ આપ,
દૂર થાય જેથી સૌ પાપ."

આ ઝરા પાસે જવાને સર્વ લોકની વિનંતી કર્યા પછી પાદરીએ ઉપદેશ કરવો બંધ કર્યો. તેણે ઘણી આતુરતાથી લોકો-ની વિનંતી કરી કહ્યું, "મારા મિત્ર, હવે તમે વધારે વખત ઢીલ કરો નહીં, પણ એકદમ બોલો, 'હે તારનાર, હું તારી પાસે

આવું છું.’ તમે ઘેર જાઓ, અને તમારી પાસે ઇશુખ્રિસ્ત ઊભો છે એમ ધારીને તમારાં ઘરમાં પ્રાર્થના કરજો; ઇશુ પાસે જવાનો આજ ઉપાય છે. વળી. ઇશુખ્રિસ્ત તમારાં પાપ પોતાનાપર લઇ લે તથા તેના લોહીથી તમારાં પાપ છવાઇ જાય તે માટે તમે તેની વિનંતી કરો, અને એ પ્રમાણે બરફ કરતાં વધારે ઉજળા થઇ સૂઇ જજો.”

પાદરીએ ચિંતાતુર થઇ પૂછ્યું, “ભાઇઓ તથા બેનો, તમે આ પ્રમાણે કરશો કે?”

આ વખતે ક્રિસ્ટી પોતાના મનમાં બોલ્યો, “હા, હું એમ કરીશ.”

જ્યારે ધર્મસમાજના લોકો વેરાઇ ગયા ત્યારે પાદરી દરવાજા આગળ ઊભો રહ્યો, અને જે લોકો તેની પાસેથી ગયા તેમની સાથે તે મમતાથી બોલ્યો. ઉપદેશ પૂરો થયા પછી તે ઘણો ચિંતાતુર અને શ્રમિત દેખાતો હતો. તેણે ઘણી આતુરતાથી પ્રાર્થના તથા ઉપદેશ કર્યો હતો, અને તેના ઉપદેશથી એકાદ માણસનું કલ્યાણ થયુ હોય એવું જાણવાને તે ઘણો આતુર હતો.

ધર્મસમાજના જે લોકો તેની પાસેથી ગયા તેમાંના કેટલાક ઘણા ગંભીર અને ચિંતાતુર દેખાતા હતા, અને જ્યારે તેઓ તેની પાસે થઇને ગયા ત્યારે તેણે પોતાના મનમાં પ્રાર્થના કરી: “હે પ્રભુ, મારા ઉપદેશનું બી આ લોકનાં હૃદયમાં રોપાય અને તેનું ફળ તેમને પ્રાપ્ત થાય એમ કરજે.” પણ બીજા કેટલાક લોકો ઉપદેશ બંધ થયા પછી તરતજ તેમના પાડોશી સાથે વાત કરવા લાગ્યા, અને જે તેઓએ સાંભળ્યું હતું તે સઘળું વિસરી ગયા હોય એમ દેખાયું. તેથી આ જુવાન પાદરી ઘણો દિલગીર થયો; પછી તે નિરાશ થઇ બોલ્યો, “હે પ્રભુ, મારો ઉપદેશ નિષ્ફળ ગયો શું?” તે ઘણો થાકી ગયો હતો; અને જ્યારે આપણું શરીર

થાકી જાયછે ત્યારે આપણો વિશ્વાસ પણ નબળો પડી જાયછે. પણ જ્યારે ક્રિસ્ટી બાહાર નિકળ્યો ત્યારે પાદરીએ તેના મોં સામું જોઇ તેની સાથે વાત કરી ઉપદેશ કરતી વખતે તેણે આ છોકરાને ધ્યાન આપતાં જોયો હતો. અને તેણે જે સાંભળ્યું હતું તે તેને બરાબર યાદ છે કે નહીં તે જાણવાને તે ઘણો આતુર હતો.

ક્રિસ્ટીના ખભાપર હાથ મૂકીને પાદરી બોલ્યો, " છોકરા, આજ રાતે મારૂં શાસ્ત્રવાક્ય શું હતુ ? તું મને તે કહી સંભળાવેછે ? "

ક્રિસ્ટી તે વાક્ય બરાબર બોલી ગયો, અને પાદરી ઘણો ખુશી થયો. પછી તેણે ઉપદેશને લગતા કેટલાક સવાલ પૂછ્યા, અને એ પ્રમાણે ક્રિસ્ટીને પાદરી સાથે બોલવાને ઉત્તેજન મળ્યું. તેણે પાદરીને ઘરડા ટ્રેફીની વાત કહી સંભળાવી અને બોલ્યો " પાદરી સાહેબ, ટ્રેફીશેઠ માત્ર એકજ મહિનો જીવશે. પણ 'ઘર, સુખાકારી ઘર' માં કેમ જવાય તે જાણવાની તેની ઘણી ઇચ્છા છે." આ ઉપરથી પાદરીએ તેને ઘેર જઇ ટ્રેફીને મળવાનું વચન આપ્યું, અને પોતાની નોંધમાં તેના ઘરનો આંકડો તથા જે જગ્યાએ તે રહેતો હતો તે જગ્યાનું નામ લખી લીધું. ક્રિસ્ટીના ઘેર ગયા પહેલાં પાદરી આ ખાલી પડેલી "મિશનરૂમ"માં ઘુંટણીએ પડ્યો અને દેવની પ્રાર્થના કરી, "હે પ્રભુ આજરાતે તારા અમૂલ્ય લોહીથી આ છોકરાનું હૃદય શુદ્ધ કરજે."

ક્રિસ્ટી વિચારમાં ગરક થઇ ઘરતરફ ચાલ્યો, પણ આજ રાતે ટ્રેફીને કહેવાને સારી ખબર લાવ્યો હતો, તેથી તે ઘણો ખુશી થતો હતો જ્યારે તે તેના ઘર નજીક આવ્યો ત્યારે તેણે જલદીથી ચાલવા માંડયું, અને ઘરડાટ્રેફીને આ ખબર કહેવાને તે એકદમ માળઉપર ચઢી ગયો:

ક્રિસ્ટી બોલ્યો, "અરે, ટ્રેફી સાહેબ, આજે મને ઘણી

સારી તક મળી; વળી પાદરી સાહેબે મારી સાથે વાત કરી, તે તમને જોવાને આવવાના છે, ટ્રેફીશેઠ, તે તમને જોવા આવવાના છે.” પણ ટ્રેફી આથી વધારે સારી ખબર જાણવાને આતુર હતો. તેણે પૂછ્યું, “છોકરા, ‘ઘર, સુખાકારી ઘર’ વિષે કંઇ ખબર લાવ્યો છે?”

ક્રિસ્ટી બોલ્યો, “ટ્રેફીશેઠ, સ્વર્ગમાં જવાનો એક રસ્તો છે. આપણે આપણાં પાપ સહિત ત્યાં જઇશકતા નથી; પણ પરમેશ્વરના પુત્ર ઇશુનું લોહી આપણાં પાપ ધોઇશકે છે; આ શાસ્ત્રનું વચન છે અને પાદરી સાહેબનું એજ વાકય હતુ.”

ટ્રેફીએ ધ્રૂજતા સાદે કહ્યું, “ક્રિસ્ટી, તે વિષે મને કહી સંભળાવ.” ક્રિસ્ટીએ કહ્યું, “ટ્રેફીશેઠ, ઇશુના લોહી સિવાય બીજા કશાથી આપણું પાપ નિવારણ થાય એમ નથી; આપણે તેની પાસે જવાને તૈયાર થવું જોઇએ, અને આજ રાત્રે તે આપણાં પાપ ધોઇ નાખશે; પાદરી સાહેબે પણ એજ પ્રમાણે કહ્યું હતું. ટ્રેફીસાહેબ, સ્તોત્રની બીજી કલમ હું શીખી લાવ્યોછું,” એમ કહીને તે તેની પાસે ઘુંટણીએ પડયો અને તે શ્લોકના શબ્દ ઘણા ભાવથી બોલી ગયોઃ—

“તારક, હું આવું તુજ પાસ,  
પ્રભુબાળક, વિનવું હું દાસ;  
શુદ્ધ મને કર તારણ આપ,  
દૂર થાય જેથી સૌ પાપ.”

અને પછી ટ્રેફી ધ્રૂજતા સાદે આ શબ્દ બોલી ગયો. તે બોલ્યો, “છોકરા, ઇશુ ખ્રિસ્ત મારાં પાપ ધોઇ નાખે તો બહુ સારૂં.”

ક્રિસ્ટી બોલ્યો, “હા, ટ્રેફીશેઠ; તે તમારાં પાપ ધોઇ નાખશે, કેમકે તે કોઇને પણ કાઢી મૂકતો નથી.”

ટ્રેફી બોલ્યો, " ક્રિસ્ટી, હવે હું ઘરડો થયોછું, અને મેં મારી આખી જીંદગીમાં ઘણાં પાપ કર્યાં છે. ગયા અઠવાડિયા પહેલાં હું એ વિષે કંઇ જાણતો નહોતો, પણ આ વાત તો મેં હમણાજ જાણી. ઇશુ મારાં પાપ ધોઇ નાખશે એમ મને લાગતું નથી, ક્રિસ્ટી, મારાં પાપ ઘણાં મોટાં છે."

ક્રિસ્ટી ઘણો આતુર થઇ બોલ્યો, "ના, ના; તે તમારાં પાપ ધોઇ નાખશેજ; પાદરી સાહેબ એમજ કહેતા હતા. વળી તેના શાસ્ત્રવાકયમાં તમારે માટે એક શબ્દ છે; ' દેવના પુત્ર ઇશુ ખ્રિસ્તનું લોહી આપણને સઘળાં પાપમાંથી શુદ્ધ કરેછે;' સઘળાં પાપ. ટ્રેફીસાહેબ, આટલું બસ નથી?"

ઘરડો ટ્રેફી બબડતાં બબડતાં બોલ્યો, "સઘળાં પાપ, સઘળાં પાપ! ક્રિસ્ટી, હું ધારૂં છું કે એટલું બસ છે."

પછી બન્ને જણ ચુપ રહ્યા અને ક્રિસ્ટી દેવતા સામું જોઇ ગુપચુપ બેસી રહ્યો; પણ પછી એકદમ બોલી ઉઠયો, "ટ્રેફીસાહેબ, ચાલો, આપણે તેની પાસે જઇએ અને તેને પૂછિયે."

ઘરડા ટ્રેફીએ પૂછ્યું, "કોને પૂછિયે? પાદરી સાહેબને?"

ક્રિસ્ટીએ કહ્યું," ના, ઇશુ ખ્રિસ્તને; પાદરીસાહેબ કહેતા હતા કે તે આપણા ઘરમાં પણ છે. ચાલો, આપણાં પાપ ધોવાઇજાય તે માટે તેની વિનંતી કરીએ."

એ પ્રમાણે ઘરડો ટ્રેફી અને ક્રિસ્ટી બન્નેજણ ઘુંટણીએ પડયા, અને પ્રભુ ઇશુ ખ્રિસ્ત નાના કાતરિયામાં હાજર છે એવું ધારીને ક્રિસ્ટીએ પ્રાર્થના કરી; " હેપ્રભુ ઇશુ, હું અને મારો શેઠ ટ્રેફી તારી પાસે આવ્યા છિયે. અમે અસંખ્ય પાપકર્યાં છે; પણ પાદરીસાહેબના કહ્યાપ્રમાણે તું અમને કાઢીમૂકશે નહીં, વળી શાસ્ત્રવાકય સઘળાં પાપ માફ કરવાનું કહેછે,

તેથી અમે ધારીએછિયે કે તું અમારાં પાપ માફ કરશે. હે પ્રભુ, કૃપાકરીને અમને તારા લોહીથી ધોઇનાખ અને શુદ્ધ કર; અમારે 'ઘર, સુખાકારી ઘર'માં આવવું છે; કૃપાકરીને અમારાં પાપ માફ કર. આમેન." ટ્રૂફીએ ધ્રૂજતા સાદે પ્રાર્થના કરી; "આમેન, હે પ્રભુ મને તેમજ ક્રિસ્ટીને તારા લોહીથી શુદ્ધ કર, અમને ધોઇને ઉજળા બનાવ, અમારાપર કૃપાકર; આમેન."

અને પછી બન્ને જણ ઊભા થયા; ક્રિસ્ટીએ કહ્યું, "ટ્રૂફી-સાહેબ, હવે આપણે સૂઇજઇએ, કેમકે પ્રભુએ આપણાં પાપ ધોઇનાખ્યાં છે એવું હું ધારૂં છું."

એ પ્રમાણે સ્વર્ગના દરવાને ધ્રૂજતા ટ્રૂફીનો તેમજ ક્રિસ્ટીનો અંગીકાર કર્યો; અને તે બન્નેજણે "આનંદ પામો, તમારાં પાપ માફ થયાંછે" એવા શબ્દ પોતાના મનમાં સાંભળ્યા.

## પ્રકરણ ૭ મું.

## નાની મેબલનાં સ્નોડ્રોપ્સ.

બીજે દહાડે સવારે ક્રિસ્ટી ઘણા આનંદમાં જાગી ઉઠયો, કેમકે તેને ગઇ રાતની પ્રાર્થના યાદ આવી, અને પોતાના નિઃસંશય વિશ્વાસથી તેણે પ્રભુના વચન ઉપર ભરોસો રાખ્યો, અને તેને સ્વીકાર્યો હતો; ઇશુ ખ્રિસ્તનું લોહી મને સઘળાં પાપમાંથી શુદ્ધ કરેછે એવી ખાતરી તેના મનમાં હતી.

પણ ઘરડા ટ્રૂફીના મનમાં બ્હીક તથા સંદેહ ઉત્પન્ન થયાં, તે ઊંડા વિચારમાં પડયો, અને તેને તેનાં સઘળાં પાપ યાદ આવ્યાંઃ—

"જો મારો આત્મા પાપી રહેશે અને સ્વર્ગના દરવાજા મારે માટે બંધ થશે તો મારી શી વલે થશે!"

તે ઉદાસ થઇ બોલ્યો "ક્રિસ્ટી, હું સઘળાં પાપમાંથી શુદ્ધ થયોછું એમ મને લાગતું નથી."

ક્રિસ્ટીએ પૂછ્યું "શા માટે નહીં?"

ટ્રેફીએ કહ્યું, "કેમકે મેં ઘણાં પાપ કર્યાં છે, પૂછતાં વારને તે મને મારાં પાપમાંથી મુક્ત કરશે એ વાત મને સંભવિત લાગતી નથી; મારો આત્મા ઘણો પાપી છે."

ક્રિસ્ટીએ કહ્યું, "ટ્રેફીસાહેબ, તમે શુદ્ધ થવા માટે પ્રભુને પૂછ્યું છે, નહીં વારૂં?"

ટ્રેફીએ નિરાશ થઇ કહ્યું, "હા, મેં તેને પૂછ્યું છે."

ક્રિસ્ટીએ કહ્યું, "પ્રભુ કહે છે 'જો તમે શુદ્ધ થવા વિષે મને પૂછશો તો હું તમને શુદ્ધ કરીશ,' શું, તેણે એમ નથી કહ્યું?" ટ્રેફીએ કહ્યું, "હા, ક્રિસ્ટી; તેણે એમ કહ્યું છે એ હું કબૂલ કરૂં છું."

ક્રિસ્ટીએ કહ્યું, "ત્યારે તેણે તમને નક્કી શુદ્ધ કર્યા છે."

ઘરડા ટ્રેફીએ કહ્યું, "છોકરા, મને એ વાતની કશી ખબર નથી. મારે જેટલું જાણવું જોઇએ તેટલું હું જાણતો નથી."

એ પ્રમાણે જ્યારે ક્રિસ્ટી જ્ઞાન રૂપી તેજમાં મહાલતો હતો ત્યારે ઘરડો ટ્રેફી અજ્ઞાન રૂપી અંધારામાં ફાંફાં મારતો હતો; કોઇ વાર તે પ્રભુના ઉપર આસ્થા રાખતો, અને કોઇ વાર તેને તે વિષે સંદેહ ઉત્પન્ન થતો, પણ તેના મનની કદી ખાતરી થઇ નહીં.

આ અઠવાડિયામાં ક્રિસ્ટી ફરીને બીજી વખત પેલા પરાને રસ્તે ગયો. જ્યારે તે પેલા સુંદર ઘરના દરવાજા આગળ આવી પહોંચ્યો, ત્યારે મેબલ અને તેની મા ઘરમાંથી બહાર નિકળતી હતી. જ્યારે મેબલે વાજું જોયું, ત્યારે તે તેની માની

અગાડી દોડી આવી, અને તેણે તેની વિનંતી કરી કહ્યું કે જ્યાં-સુધી હું વાજાનો હાથો છ વખત ફેરવું ત્યાં સુધી તું ઊભી રહે.

મેબલની મા ક્રિસ્ટી સાથે ઘણી મમતાથી બોલી, તેણે ક્રિસ્ટીને કેટલાક સવાલ પૂછ્યા, અને ટ્રેપી જે ઘણો માંદો છે. અને જે એક મહિનો પણ જીવવાનો નથી તેની સઘળી વાત ક્રિસ્ટીએ કહી સંભળાવી. તે સ્ત્રીની આંખમાં આંસુ આવ્યાં, અને તેણે તેના ગજવામાંથી સફેત પૂઠા વાળી એક નોંધની ચોપડી કહાડીને તેમાં જે જગ્યાએ ક્રિસ્ટી રહેતો હતો તે જ-ગ્યાનું નામ લખી લીધું.

મેબલ ધીમેથી બોલી," મા, મારે તને કંઈ કહેવું છે." તે સ્ત્રીએ મેબલના શબ્દ સાંભળવાને પોતાનું માથું નીચું વાળ્યું, અને પછી મમતાથી બોલી " હા, તારી ખુશી હોય તો એમ કર."

પછી મેબલ ઘરમાં દોડી ગઈ, અને સફેત સ્નોડ્રોપ્સ-નાં ફૂલની એક મોટી લુમ લઇને પાછી આવી; આ સ્નો-ડ્રોપ્સને પાંદડાં વાળી મેદીની ટીશીઓ સાથે બરાબર ગોઠવ્યાં હતાં, અને તે ઘણાં સુંદર અને સફેત દેખાતાં હતાં.

મેબલે ક્રિસ્ટીના હાથમાં આ ફૂલ મૂકીને કહ્યું, "છોક-રા, આ મારાં વહાલાં સ્નોડ્રોપ્સ છે, મારી હેલનકાકીએ મને એ ફૂલ આપ્યાં છે, અને તું એને તારા ટ્રેપીશેઠ પાસે લઇજા, તેને આ ફૂલ પસંદ પડશે, નહીં વારૂ ?"

ક્રિસ્ટીએ ઉત્સાહથી કહ્યું, "હા, બેન; આ ફૂલ તેને પ-સંદ પડશે."

મેબલની મા બોલી, "મેબલ, જ્યારે તું સ્નોડ્રોપ્સને જુએ, ત્યારે જે પ્રાર્થના કરવાનું મેં તને કહ્યું છે તે તું ક્રિસ્ટી-ને શીખવ."

મેબલે કહ્યું, "હા, હું શીખવીશ; ક્રિસ્ટી, લે, સાંભળ;

'મને શુદ્ધ કર અને હું બરફ કરતાં વધારે ઉજળો થઇશ;'"
ક્રિસ્ટી ખુશી થઇ જોઇ રહ્યો.

પેલી સ્ત્રીએ હળવે રહીને પૂછ્યું, "ક્રિસ્ટી, આ પ્રાર્થના તું કહી શકશે કે?"

ક્રિસ્ટીએ કહ્યું, "હા; મેમસાહેબ, ગઇ રાતે ટ્રેફીશેઠે અને મેં જે પ્રાર્થના કરી હતી તે આના જેવીજ છે:

'શુદ્ધ મને કર તારણ આપ,
દૂર થાય જેથી સૌ પાપ;'"

જ્યારે ક્રિસ્ટી આ બોલી રહ્યો ત્યારે પેલી સ્ત્રીએ મોઢું મલકાવ્યું, અને તે ઘણી ખુશી થઇ.

તેણે કહ્યું. "શુદ્ધ થવાના એકનો એક રસ્તો તું જાણે-છે તેથી હું ઘણો આનંદ પામીછું, આ ફૂલ જોઇને ઇશુના લોહીથી શુદ્ધ થયલા લોકો વિષે મને યાદ આવે છે.

પછી તે સ્ત્રી અને તેની છોકરી ચાલી ગઇ, અને ક્રિ-સ્ટી ફૂલને જોઇ ઘણો આનંદ પામ્યો; તે ફૂલપર ઘણો પ્રેમ રાખતો હતો; ટ્રેફી ફૂલને જુએ તે પહેલાં તે કરમાઇ ન જાય તે માટે તેણે ઘર તરફ જલદીથી ચાલવા માંડયું; આ ફૂલ ઘણાં સુંદર, સ્વચ્છ તથા ઉજળાં દેખતાં હતાં; તેના ધુમાડા વાળા ગંદા ઘરથી તે ઘણાં જાુદાંજ દેખાતાં હતાં; જે ધાડી હવામાં થઈને ક્રિસ્ટી જતો હતો તે હવાથી ફૂલ બગડી જશે એવી બ્હીક તેના મનમાં ઉત્પન્ન થઇ. કેટલાંક છોકરાં તેની પાછળ દોડયાં, અને તેની પાસે એક ફૂલ માગ્યું, પણ ક્રિસ્ટી-એ ઘેર જતાં સુધી ફૂલ ઘણી સંભાળથી સાચવી રાખ્યાં.

જ્યારે ક્રિસ્ટીએ બારણું ઉઘાડયું ત્યારે તેણે પેલા પા-દરીને ટ્રેફી સાથે બેસીને આતુરતાથી વાત કરતો દીઠો; ક્રિ-સ્ટીને જોઇ તેણે તેને આદરસત્કારથી બોલાવ્યો, અને પછી ટ્રેફી સાથે વાત કરવા લાગ્યો. તે ઇશુના મરણ વિષે તથા

તેના લોહીથી આપણાં પાપ ધોવાઇ જાય છે તે વિષે ટ્રેફીને કહેતો હતો.

ટ્રેફીએ ધ્રૂજતા સાદે કહ્યું, "સાહેબ,મારાં પાપ માફ થયાં છે એવું મને લાગતું નથી, મને તો સઘળું અંધારૂં અંધારૂ માલમપડે છે. મારાં પાપ માફ થયાંછે તેની મને ખાતરી થતી નથી; અને મને કંઇ ચેન પડતું નથી."

પાદરી એકાએક બોલીઉઠયો, "ટ્રેફી, હું જૂઠું બોલુંછું એમ તમે ધારોછો?"

ઘરડા ટ્રેફીએ કહ્યું, "ના, સાહેબ; મારી ખાતરી છે કે તમે જૂઠું બોલતા નથી, જો બીજાકશાથી મને તે વાત માલમ ન પડે તોપણ હું તમારા મોં ઉપરથી તો પારખી શકું. સાહેબ, ગમે તેમ હોય પણ મને તમારો ભરોસો છે."

પછી પાદરીએ પોતાના ગજવામાંથી એક રૂપીઓ કાઢીને કહ્યું, "ટ્રેફી, આ રૂપીઓ હું તમારે માટે લાવ્યોછું. તમારાથી કામ થઈ શકતું નથી, અને તમને ઘણી વસ્તુની જરૂર પડેછે, માટે તમે તે સઘળી વસ્તુ હવે ખરીદ કરજો."

ઘરડા ટ્રેફીએ પોતાની આંખમાંથી દડ દડ આંસુપાડીને કહ્યું, "બહુ મેહેરબાની, સાહેબ; મારાથી તમારો પાડ શીરીતે વળાશે? ક્રિસ્ટી અને હું હમણા ઘણી માઠી હાલતમાં આવી પડેલા છિએ."

પાદરીએ કહ્યુ, "જરા થોભો, હજુ એ રૂપીઓ તમારો થયો નથી, તમે એ લોતો ખરા."

ટ્રેફીએ પોતાનો ધ્રૂજતો હાથ લાંબો કર્યો, અને આભારના બેચાર શબ્દ કહ્યા પછી રૂપીઓ લઇ લીધો.

પાદરીએ કહ્યું, "ટ્રેફી, તમને રૂપીઓ મળ્યો છે એવું તમને લાગે છે?"

ઘરડા ટ્રેફીએ કહ્યું, "હા, સાહેબ; તે આ રહ્યો."

પાદરીએ બીજી વખત પૂછ્યું " ટ્રેસી, તમને રૂપીઓ મળ્યો તેની તમને ખાતરી થઇ છે કે ? "

ટ્રેસીએ ગભરાઇને કહ્યું, " હા, સાહેબ; રૂપીઓ મારી પાસે છે તે હું બરાબર જાણુંછું, પણ તમે શું કહેવામાગોછો તેની મને ખબર પડતી નથી. "

પાદરીએ કહ્યું, " હું શું કહેવા માગુંછું તે હું તમને કહીશ; વહાલો પ્રભુ ઇશુ ખ્રિસ્ત મારી પેઠે આ કોટડીમાં આવ્યોછે, તે મારી માફક તમારે માટે એક બક્ષીસ લાવ્યોછે, તેની બક્ષીસ મારી બક્ષીસ કરતાં વધારે કિમતી છે, એ બક્ષીસને ખાતર તેણે તેનો જીવ આપ્યો હતો; તે મારી પેઠે તમારી પાસે આવ્યો છે અને તમને પૂછેછે 'ધરડા ટ્રેસી, તું મારાપર ભરોસો રાખેછે ? હું જૂઠું બોલુંછું એમ તું ધારેછે?' વળી તેની બક્ષીસ તે તેના હાથમાં પકડી રહ્યોછે, અને કહેછે: ' ટ્રેસી, આ લે; આ બક્ષીસ તારે માટે છે.' ટ્રેસી, પછી તમે એ બક્ષીસનો શો ઉપભોગ કરશો ? જે પ્રમાણે તમે મારી બક્ષીસનો ઉપયોગ કરશો તે પ્રમાણે તમે પ્રભુની બક્ષીસનો ઉપભોગ કરજો; એ બક્ષીસને સારૂ તમારે મેહેનત કરવાની નથી, તમારે જરાએ રાહ જોવાની નથી. પણ ફક્ત લાંબો હાથ કરીને તે લઇ લેવાની છે; આ બક્ષીસ શું છે તે તમે જાણોછો ?''

ટ્રેસીએ જવાબ દીધો નહીં, તેથી પાદરીએ અગાડી કહેવા માંડયું "તે બક્ષીસ તમારાં પાપની માફી છે, શુદ્ધ હૃદયને માટે તમે આતુર છો તે આ બક્ષીસ છે; ટ્રેસી, જે સુખાકારી ઘેર જવાને તમે પ્રયત્ન કરોછો તે ઘેર જવાનો હક્ક તે આ બક્ષીસ છે; ત્યારે તમે એ સ્વીકારશો કે ?"

ટ્રેસીએ કહ્યું, "એ બક્ષીસ લેવાની મારી ઇચ્છા છે, પણ તે કેવી રીતે લેવી તે હું જાણુતો નથી."

પાદરીએ પૂછ્યું "ટ્રેફી, મારી બક્ષીસ કેવી રીતે લેવી તેનો તમે વિચાર કર્યો હતો?"

ઘરડા ટ્રેફીએ કહ્યું,"ના, તે તો મેં તરતજ લઈ લીધી હતી."

પાદરીએ કહ્યું,"હા, બરાબર છે; અને એજ પ્રમાણે તમારે પ્રભુની બક્ષીસ લેવાની છે."

પાદરીએ કહ્યું, "ટ્રેફી, જો તમે તમારો હાથ ખેંચી લઈને મને કહ્યું હોત, 'ના, સાહેબ! એ બક્ષીસ મારા લાયક નથી, તમે મને એવી બક્ષીસ કોઈ દિવસ પણ આપો એવું હું માનતોજ નથી, અને હું એ લઈ શકતો નથી,' તો હું આ શબ્દ સાંભળી ખુશી થાત કે?"

ટ્રેફીએ કહ્યું, "ના, મારા ધાર્યા પ્રમાણે તમે ખુશી ન થાત."

પાદરીએ કહ્યું, "ટ્રેફી, તોપણ તમે પ્રભુ ઈશુ ખ્રિસ્ત સાથે એમજ વર્તોછો. તે તેની બક્ષીસ તમારી આગળ પકડી રહ્યો છે, અને તમે તેને સ્વીકારો એવી તેની ઈચ્છા છે, પણ તમે તમારો હાથ લાંબો કરતા નથી અને કહોછો,''ના, પ્રભુ; તું જે કહે છે તે હું માની શકતો નથી, અને એ બક્ષીસ મારી પાસે છે એમ મને લાગતું નથી, અને તે હું લઈ શકતો નથી'."

પછી તેણે આતુરતાથી કહ્યું "ટ્રેફી, જ્યારે તમે મારા પર વિશ્વાસ રાખો છો ત્યારે તમે ઈશુ ખ્રિસ્ત પર કેમ વિશ્વાસ રાખી શકતા નથી?"

ટ્રેફીની આંખમાંથી આંસુ નિકળી પડયાં, અને તે બોલી શકયો નહીં.

પાદરીએ કહ્યું, "ટ્રેફી, હું તમને એક બીજો સવાલ પૂછું છું, શું, તમે હવે પ્રભુ ઈશુ ખ્રિસ્તપર વિશ્વાસ રાખો છો?"

ટ્રેફીએ આંખમાં આંસુ લાવીને કહ્યું, " હા, સાહેબ; મારી ખાતરી થઇ છે, અને હવેથી હું પ્રભુ ઇશુપર વિશ્વાસ રાખીશ."

પાદરીએ કહ્યું, " ટ્રેફી, યાદ રાખજો કે ઇશુ ખ્રિસ્ત આ જગ્યામાં તમારી અને મારી નજીક છે, જ્યારે આપણે તેની સાથે બોલીએ છિયે, ત્યારે તે આપણો દરેક શબ્દ સાંભળે છે, અને આપણા મનની સઘળી ઇચ્છા તે જાણે છે."

પછી તેણે ગજવામાંથી ધર્મપુસ્તક કહાડીને કહ્યું, "ટ્રેફી, તમે પ્રભુ સાથે બોલો તે પહેલાં તે જે કહે છે તે તમે સાંભળો; આ તેના શબ્દ છે, પ્રભુ કહે છે, 'આવજો, ને આપણે વાદ કરીએ; તમારાં પાપ જો લાલ વસ્ત્રના જેવાં હોય, તોપણ હિમ સરખાં શ્વેત થશે; જો કિરમજના જેવાં રાતાં હોય, તોપણ ઊન સરખાં થશે'," ( યશાયા. ૧. ૧૮.)

"કેમકે દેવના પુત્ર ઇશુ ખ્રિસ્તનું લોહી આપણને સઘળાં પાપમાંથી શુદ્ધ કરે છે; (૧ યોહાન. ૧. ૭.) તમે પ્રભુ ઇશુ ખ્રિસ્તપર વિશ્વાસ રાખશો કે? તે જૂઠું કહે છે એવું તમે ધારો છો ? "

ટ્રેફીએ કહ્યું, " ના, તે કદી જૂઠું બોલશે નહીં."

પાદરી ટ્રેફીનીકને ઘુંટણીએ પડયો અને જ્યારે તેણે પ્રાર્થના કરી, ત્યારે ટ્રેફી પોતાના બે હાથ જોડી રહ્યો.

આ પ્રાર્થના ઘણી સાદી હતી, પ્રભુના શબ્દ ઉપર વિશ્વાસ રાખી તેને સ્વીકારવા વિષે હતી; પાદરીના બોલ્યાપછી ઘરડો ટ્રેફી ઘણી આતુરતાથી તેજ શબ્દ ફરી બોલી ગયો, અગરજો તે પ્રાર્થના કરી રહ્યો હતો તોપણ તેણે તેના હાથ જોડી રાખ્યા હતા; તેણે કહ્યું, " પ્રભુ ઇશુ ખ્રિસ્ત હું તારાપર વિશ્વાસ રાખું છું; હું તારી બક્ષીસ સ્વીકારૂં છું; અને તારા શબ્દપર ભરોસો રાખું છું."

પછી પાદરીએ ઊભા થઇને કહ્યું, " ટ્રેફી, જ્યારે તમે મારી બક્ષીસ લીધી હતી ત્યારે તમે શું કર્યું હતું ?"

ટ્રેફીએ કહ્યું, " મેં તમારો પાડ માન્યો હતો."

પાદરીએ કહ્યું, "બરાબર છે, ત્યારે, પ્રભુ ઇશુ ખ્રિસ્તની બક્ષીસ માટે તેનો પાડ માનવાને તમને ઠીક લાગતું નથી ?"

ટ્રેફીએ આંખમાં આસુ લાવીને કહ્યું, " અરે, સાહેબ; મારે ઇશુ ખ્રિસ્તનો પાડ માનવો જોઇએ."

સઘળા ફરીને ઘુંટણીએ પડયા, અને વહાલા પ્રભુએ કૃપા કરીને ટ્રેફીના પાપ માફ કર્યાં તેમાટે પાદરીએ થોડા શબ્દમાં તેનો પાડ માન્યો.

પછી ટ્રેફી તરતજ તે શબ્દ બોલીગયો, " પ્રભુ, તારી બક્ષીશને માટે હું તારો આભાર માનુંછું. તેં આ બક્ષીશ માટે તારો જીવ આપ્યો હતો; અરે ! હું મારા ખરાદિલથી તારો પાડ માનુંછું."

પાદરીએ જતીવખતે કહ્યું, " ટ્રેફી, જો કાલે સેતાન આવીને તમને પૂછશે ' ઘરડા ટ્રેફી, તમારાં પાપ માફ થયાંછે એવું તમને લાગેછે? કદાચ, તમે ભૂલ ખાતા હશો,' તો તમે તેને શો જવાબ આપશો?' "

ઘરડા ટ્રેફીએ કહ્યું, " હું ધારૂંછું કે હું તેને મારૂં આ વાકય કહી સંભળાવીશ; દેવના દીકરા, ઇશુ ખ્રિસ્તનું લોહી આપણને સઘળાં પાપમાંથી શુદ્ધ કરે છે."

પાદરીએ કહ્યું, "ટ્રેફી, એટલુંજ બસછે. સેતાન આનો જવાબ આપી શકતો નથી; અને યાદ રાખજો કે તમારાં પાપ માફ થયાં છે તેની તમને લાગણી થવી જોઇએ એટલું બસ નથી પણ તે તમારે બરાબર જાણવું જોઇએ એવી પ્રભુની ઇચ્છા છે. લાગણી થવામાં અને જાણવામાં ઘણો તફાવત છે. તમે મારી બક્ષીસ લીધી છે તે તમે જાણોછો, પણ જો

તમને તેની ફક્ત લાગણી થઇ હોય તો જ્યારે મેં તમને પૂછ્યું ત્યારે તમે મારો પૂછવાનો હેતુ જાણુત નહીં; ટ્રેફી, પ્રભુની બક્ષીસનું તમારે એજ પ્રમાણે કરવાનું છે; તમારી લાગણીને તમારા મોક્ષ સાથે કંઇ સંબંધ નથી, પણ તમારા વિશ્વાસને તેની સાથે ઘણો સંબંધ છે. શું, દેવના શબ્દપર વિશ્વાસ રાખીને તમે તેને સ્વીકાર્યો છે? શું, તમે તેના ઉપર ભરોસો રાખોછો? એટલુંજ મારે તમને પૂછવાનુ છે."

ટ્રેફીએ કહ્યું, "હા, સાહેબ."

પાદરીએ મોં મલકાવીને કહ્યું, "તમારાં પાપ માફ થયાં છે તે તમે જાણો છો?"

ટ્રેફીએ પણ મોં મલકાવીને કહ્યું, "હા, સાહેબ; હું હવે તેના ઉપર વિશ્વાસ રાખી શકુંછું."

આ વખતે ક્રિસ્ટી ટ્રેફીની કને આવ્યો, અને તેના હાથમાં સફેત 'સ્નોડ્રોપ્સ'ની એક લુમ મૂકીને બોલ્યો, "મિસ મેબલે મને આ ફૂલ આપ્યાં છે, એની સામું જોઇને એક પ્રાર્થના બોલવાનું તેણે મને કહ્યુંછેઃ 'હે પ્રભુ, મને શુદ્ધ કર અને હું બરફ કરતાં વધારે શ્વેત થઇશ'."

પાદરી બોલ્યો, "બરફ કરતાં વધારે શ્વેત? ટ્રેફી, આ શબ્દ ઘણા મધુર છે. નહીં વારૂ ?"

જ્યારે ટ્રેફીએ ફૂલની સામું જોયું, ત્યારે તે આતુરતાથી બોલ્યો, "હા, ઇશુ ખ્રિસ્તના લોહીમાં ધોવાઇને બરફ કરતાં વધારે શ્વેત થવાય છે."

પણ પાદરીએ રજા લીધી, અને જ્યારે તે વાડામાં થઇને જતો હતો, ત્યારે તેણે ક્રિસ્ટીને તેની પાછળ દોડતાં સાંભળ્યો, તેના હાથમાં સુંદર સ્નોડ્રોપ્સ અને કાળીમેદીની એક ટોપલી હતી; તેણે કહ્યું, "મેહેરબાન સાહેબ, આમાંથી થોડાંક ફૂલ પસંદ કરશો?"

પાદરીએ કહ્યું, "છોકરા, હું તારો પાડ માનું છું, ખરે-ખર, હું આમાંથી થોડાં ફૂલ લઇશ."

પાદરી ફૂલને ઘણી સંભાળથી ઘેર લઇ ગયો, અને તે-ને જોઇને પ્રભુના વિશ્વાસ વિષે એક પાઠ શીખ્યો; "મિશન-રૂમ"માં કરેલો ઉપદેશ નિષ્ફળ ગયો નહોતો, બે ગરીબ પાપી માણસ ઝરાની પાસે આવ્યા હતા, અને ઇશુના લોહી-થી ધોવાઇને બરફ કરતાં વધારે ઉજળા થયા હતા; ઘરડા ટ્રેફીએ તથા નાના ક્રિસ્ટીએ દેવના શબ્દ ઉપર વિશ્વા-સ રાખી તેને સ્વીકાર્યો હતો, અને "ઘર, સુખાકારી ઘર"માં જવાનો જે એકજ રસ્તો હતો તે તેમણે શોધી કાઢયો હતો પરમેશ્વરે ઘણી કૃપા કરીને ટ્રેફીને આ રસ્તો જણાવ્યો હતો, ખરેખર, તે હવે પછી પ્રભુ ઉપર વિશ્વાસ રાખશે.

---

## પ્રકરણ ૮ મું.
## સુખાકારી ઘરને માટે તૈયારી.

જ્યારે ટ્રેફીના મનમાંથી બ્હીક તથા સંદેહ દૂર થય ત્યારે તેને સઘળી વસ્તુઓ ઘણા જુદા પ્રકારની દેખાવા લાગી. ટ્રેફીનું અંતઃકરણ તથા તેની નાની કોટડી તેજથી ભરપૂર થયાં, તેનાં પાપ માફ થયાં છે એવી તેની ખાતરી થઈ, પ્રાય-શ્ચિત થયલા છોકરાની માફક તેણે તેના બાપની સામે હસતે મ્હોડે જોયું.

ક્રિસ્ટીના હૃદય ઉપરથી પાપનો ભારે બોજો લઈ લેવા-માં આવ્યો હતો, અને તેનો ઘરડો શેઠ હમણા ઘણો સુખી તથા સંતોષી હતો; જ્યારે ક્રિસ્ટી વાજું લઇને બહાર જતે ત્યારે તે તેની ગેરહાજરીને લીધે ઘણો અધીરો થતો નહીં. અથવા તેના દરરોજના ગુજરાન વિષે તેને હમણા ઘણી ફિકર હતી નહીં. ઘરડા ટ્રેફીએ પાપનો બોજો ઈશુ ખ્રિસ્તપર

મૂકયો હતો, તથા તેની ફિકરનો બોજો તેના ઉપર મૂકવાનું તેને ઘણું મુશ્કેલ લાગ્યું નહીં.

જે પ્રભુએ ભારે બોજો સહ્યો હતો તે આ જૂજ બોજાને સહી શકે તેમાં શી નવાઇ! ટ્રેફી તેના વિશ્વાસની લાગણી મ્હોડેથી દર્શાવી શકયો નહીં પણ તે પ્રમાણે વરત્યો, હમણા તે બબડતો નહોતો તથા તેને તેના ગુજરાન વિષે કંઇ બ્હીક નહોતી. જ્યારે ક્રિસ્ટી થાકીને રાતે ઘેર આવતો, ત્યારે ટ્રેફી તેની સાથે હસતે મ્હોડે વાત કરતો; અને જ્યારે જ્યારે તે બહાર જતો ત્યારે તે શાંતિમાં સૂઇને વિચાર કરતો, અથવા દેવની મોટી બક્ષીસને માટે તેનો પાડ માનતો.

અને ઘરડો ટ્રેફી પોતાના વિશ્વાસથી કદી નિરાશ થયો નહીં; જે ઇશુ ખ્રિસ્તપર વિશ્વાસ રાખે છે તે નિરાધાર રહેશે નહીં.

ટ્રેફીએ આ અઠવાડિયામાં પાદરીની બક્ષીસ સિવાય એક બીજી બક્ષીસ મેળવી હતી. એક દિવસે બપોરી વખતે, ક્રિસ્ટી ઘરડાટ્રેફીની ખબર લેવાને ઘેર આવ્યો હતો, અને જેવો તે બહાર જવાને તૈયાર થતો હતો તેવામાં તેણે દાદર-પર રેશમી લૂગડાંનો અવાજ તથા દાદર આગળના બારણા-નો ઠપકારો સાંભળ્યો. ક્રિસ્ટીએ બારણું ઉઘાડયું, અને મેબલ તથા તેની મા અંદર આવી. તેઓ ટ્રેફીના સુખાર્થે ઘણી વસ્તુઓ લાવી હતી, અને મેબલે ઘણા હર્ષથી તે વસ્તુઓ બતાવી; વળી પૈસા ખરચતાં પણ નહીં મળે એવા મધુર શબ્દ અને હાસ્ય વિનોદથી તેઓએ ટ્રેફીનું મન ખુશ કર્યું.

તે સ્ત્રી ટ્રેફીની કને બેઠી અને બન્ને જણ ઈશુ ખ્રિસ્ત વિષે વાત કરવા લાગ્યાં, કેમકે ટ્રેફી હમણા "ઈશુ ખ્રિસ્તે મારાપર કૃપા કરી અને મારે માટે પોતાનો જીવ આપ્યો હતો," એ શબ્દ બોલવાને શક્તિમાન હતો.

પછી પેલી સ્ત્રીએ વાદળી રંગનો એક નવો કરાર ગજવામાંથી બહાર કાઢ્યો, અને ટ્રેફીને એક અધ્યાય વાંચી સંભળાવ્યો. તેનો સાદ ઘણો સરળ અને શુદ્ધ હતો, તથા તેણે એવી સ્પષ્ટ રીતે વાંચ્યું કે ટ્રેફી દરેકેદરેક શબ્દ સમજી શક્યો.

જ્યારે તેણે ધર્મપુસ્તક વાંચ્યું, ત્યારે નાની મેબલ તેની પાસે ચુપચુપ બેસી રહી; અને પછી તેણે કોટડીમાં આમ-તેમ ફરવા માંડયું.

જ્યારે તેણે બારીના ઉમરાપર પડેલાં ફૂલ દીઠાં ત્યારે તે બોલી, "મારાં ફૂલ આ રહ્યાં ટ્રેફીસાહેબ, તમને એ પસંદ પડે છે?"

ઘરડા ટ્રેફીએ કહ્યું, "હા, બેન; મને એ બહુ સારાં લાગેછે; અને જ્યારે અમે એને જોઇએ છિયે ત્યારે તારી ટુંકી પ્રાર્થના અમને યાદ આવેછે."

મેબલ ઘણા ભાવથી બોલી, "મને શુદ્ધ કર અને હું બરફ કરતાં વધારે શ્વેત થઇશ." પછી તેણે ટ્રેફીને પૂછ્યું, "સાહેબ, શું, પ્રભુએ તમને શુદ્ધ કર્યા છે?"

ટ્રેફીએ કહ્યું, "હા, બેન; તેણે મને શુદ્ધ કર્યો છે એવું હું માનું છું."

નાની મેબલે કહ્યું, "હું ઘણો આનંદ પામું છું, અને ટ્રેફી સાહેબ, તમે સુખાકારી ઘેર જશો; મા, કેમ જશે કે નહીં?"

પેલી સ્ત્રી બોલી, "હા, સ્વર્ગમાં જવાનો જે એકજ રસ્તો છે તે ટ્રેફીને તેમજ ક્રિસ્ટીને જડયો છે." તેનું મોં હર્ષને લીધે લાલ લાલ થઇ ગયું અને તેણે કહ્યું, "અરે! જે દિવસે સ્વર્ગમાં આપણે સઘળાં એકઠાં મળીશું તે દિવસે આપણને કેટલું સુખ થશે"

ટ્રેફીએ કહ્યું, "હા, પ્રભુનું સુખી મ્હોડું જોવું મને

બહુ સારૂં લાગેછે, જ્યારે હું તેને વિષે વિચાર કરૂંછું ત્યારે મને એટલો આનંદ ઉપજે છે કે હું તેને વિષે ગાવા મંડી જાઉંછું; અને મારે લાંબા વખત સુધી રાહ જોવાની નથી.

મેબલની મા ઘણી આતુર થઇ બોલી, "ખરી વાત, પણ હું તમારે બદલે સ્વર્ગમાં જાઉં તો ઠીક, તમારી માફક 'ઘર, સુખાકારી ઘર'ની જેમ નજીક હું હોઉં, તેમ ઠીક."

પણ જ્યારે તે સ્ત્રી ઘેર જવાને ઊભી થઈ ત્યારે તેણે હસતાં હસતાં કહ્યું, "ટ્રેફી, એમ કરવું એ તો આપસ્વાર્થ કહેવાય."

પણ મેબલે પેલા જૂના વાજાને જોયું હતું, તેથી તેણે ઘેર જવાની ઉતાવળ કરી નહીં; વાજાનો હાથો જરા વાર ફેરવવાની ઇચ્છા તેના મનમાં ઉત્પન્ન થઇ. પહેલાં, જ્યારે છ વર્ષની કોઇ નાની છોકરી વાજાનો હાથો ફેરવતી, ત્યારે ટ્રેફીનું મન તળે ઉપર થઈ જતું અને તે ઘણું દુઃખ પામતો; હમણા પણ જ્યારે મેબલે વાજાનો હાથો ફેરવવાની ઇચ્છા બતાવી ત્યારે તે ઘણો ચિંતાતુર થયો, પણ તેણે મેબલને વાજાનો હાથો ઘણી સંભાળથી અને ઠરેલ રીતે ફેરવતી જોઇ, તેથી તેના મનની ચિંતા દૂર થઇ. આ જૂનું વાજું મેબલના હાથમાં તદ્દન સહીસલામત રહ્યું; તેમાંથી "ઘર, સુખાકારી ઘર"નો સૂર પહેલવહેલોજ નિકળ્યો, તેથી તે ઘણો આનંદ પામી; વળી એ સૂર ટ્રેફીના કાનને વધારે મધુર લાગ્યો; તે આ દુનિયા વિષે વિચાર કરતો નહોતો, પણ પેલા તેજસ્વી શહેર જ્યાં જવાને તે આશા રાખતો હતો તેને વિષે તે વિચાર કરતો હતો, અને મેબલની મા પણ તેને વિષે વિચાર કરતી હતી.

જ્યારે વાજામાંથી સૂર નિકળતો બંધ થયો, ત્યારે તે બન્ને જણે રજા લીધી. જ્યારે તેઓ ગંદા વાડામાં થઇને બહાર ગઇ અને જે ગાડી રસ્તા ઉપર તેમને માટે ઊભી હતી

તેમાં તેઓ બેઠી, ત્યારે ક્રિસ્ટી બારીમાં ઊભો રહી તેમને નિહાળતો હતો.

ટ્રેસી અને ક્રિસ્ટીએ આ અઠ્વાડિયું ઘણી ખુશીમાં કાઢ્યું.

એટલામાં પવિત્ર દિવસ આવી પહોંચ્યો, અને "મિશનરૂમ"માં ઉપદેશ સાંભળવાને ક્રિસ્ટી બરાબર વખતે ત્યાં ગયો. તેને આવતો જોઈ પાદરી ઘણો ખુશી થયો, અને તેણે મોં મલકાવ્યું.

પાદરી આજ રાતે સ્તોત્રના બીજા શ્લોકપર ઊપદેશ કરવાનો હતો. ધર્મસમાજના સઘળા લોકે ઉપદેશ થયા પહેલાં આખું સ્તોત્ર ગાયું, અને ઉપદેશ સાંભળતી વખતે ત્રીજો શ્લોક બરાબર યાદ આવે તે માટે તેઓએ તે ફરીથી ગાયો:— ચોપાઇ.

"હે પ્રભુ, તું મુજને આ કાળ,
કર તારો વા'લેરો બાળ;
હૃદય તારૂં જેથી દુઃખાય,
તુજ બળથી તે દૂર કરાય."

અને પાદરીનું શાસ્ત્રવાક્ય કલોસી. ૧. ૧૨. "વારસાના ભાગને સારૂ યોગ્ય;" પાદરી ધીમે રહીને આ વાક્ય બોલી ગયો, અને ક્રિસ્ટી તેના શેઠને શીખવવા સારૂ યાદ રહે તે માટે ધીમે રહીને તે વાક્ય બોલી ગયો.

પાદરીએ પૂછ્યું, "'વારસાના ભાગને સારૂ યોગ્ય' વારસો શું છે? આપણુને હજુ તે વારસો મળ્યો નથી, પણુ આકાશમાં ઈશુ ખ્રિસ્તના લોહીમાં શુધ્ધ થયલા લોકને માટે એક સુંદર ઘર છે; ઇશુ ખ્રિસ્ત આપણે વાસ્તે તે ઘર તૈયાર કરે છે; અને એજ આપણો વારસો છે."

પછી તે ઘણી આતુરતાથી બોલ્યો, "અરે, આપણા-

માંથી કેટલા માણસ સ્વર્ગમાં જશે તે વિષે હું ઘણો આશ્ચર્ય પામું છું. તમને આ દુનિયાનું દુઃખકારક ઘર મળ્યું હશે; પણ શું, તમારૂં માત્ર આજ ઘર છે? શું, તે સુંદર શહેરમાં તમને ઘર નહીં મળશે? સ્વર્ગમાં તમને ઘર નહીં મળશે?"

"જો તમે આ ઝરાની પાસે ફક્ત જશો, અને તમારા ખરા દિલથી 'પ્રભુ મને શુદ્ધ કર, અને હું બરફ કરતાં વધારે શ્વેત થઇશ,' એ શબ્દ બોલશો, તો તમને સ્વર્ગમાં ઘર મળશે."

જ્યારે પાદરીએ આ ટુંકી પ્રાર્થના કરી, ત્યારે ક્રિસ્ટીને પેલાં "સ્નોડ્રોપ્સ" યાદ આવ્યાં, અને તેનું મોં મલકાયું. પાદરીને પણ તે ફૂલ યાદ આવ્યાં.

પછી તેણે કહ્યું, "જે લોક પાપનો બોજો લઇ લેનાર ઇશુ ખ્રિસ્ત પાસે આવ્યા છે તેમની સાથે બોલવાની મારી ઇચ્છા છે."

ક્રિસ્ટી મનમાં બોલ્યો, "હા, હું અને ઘરડો ટ્રેફી બન્ને જણ ઇશુની પાસે આવ્યા છિયે."

પાદરીએ કહ્યું, "મારા મિત્ર, સ્વર્ગનો વારસો તમારે સઘળાને વાસ્તે છે; તમે મહારાજાના દીકરા છો, તમારે માટે તેના રાજ્યમાં એક જગ્યા ખાલી છે. ઇશુ ખ્રિસ્ત તમારે માટે તે જગ્યા તૈયાર કરેછે, પણ તમારે તે જગ્યાએ જવાને તૈયાર થવું જોઇએ, અને એજ વિષે આજ રાતે હું તમને કહેવાનો છું. પ્રિન્સ–ઑફ–ઉવેલ્સ કોઇએક દિવસ વિલાયતનો રાજા થશે. એ રાજ્ય તેનો વારસો છે. જ્યારથી તેનો જન્મ થયોછે, ત્યારથી આ વારસા ઉપર તેનો હક છે, અને આ વારસો ભોગવવાને તથા તેનો ઉપભોગ કરવાને તે શક્તિમાન થાય તે માટે

તેને કેળવણી આપવામાં આવીછે. જો તેને કેળવણી આપવામાં આવી ન હોય, અને તેને ઉજડ, ઉદાસીભરેલી પોળમાં ઉછેર્યો હોય, તો તે રાજ્યનો ખરો હકદાર છતાં તેનો ઉપભોગ કરવાને શક્તિમાન થશે નહીં. તેને સઘળી વસ્તુ દુઃખકારક અને અતડી માલમ પડશે."

તેણે કહ્યું," આપણો વારસો પણ એજ પ્રમાણે છે. આપણો પુનર્જન્મ થયો કે તરતજ આપણે એ વારસાના હકદાર થઇએ છિયે, પછી આપણે મહારાજાના દીકરા થઇએ છિયે; પણ એ વારસા માટે આપણે તૈયાર થવું જોઇએ તથા લાયક થવું જોઇએ. આપણાં હૃદય પવિત્ર હોવાં જોઇએ; જે મલિન છે તેને ધિક્કારીએ અને જે સ્વચ્છ તથા પવિત્ર છે તેને ચહાઇએ તે માટે આપણને કેળવણી મળવી જોઇએ, અને એ કામ પવિત્ર આત્માનું છે.

"મારા વહાલા મિત્ર, તમારૂં હૃદય શુદ્ધ કરવાને પવિત્ર આત્મા તમને મળે તે માટે તમે ઇશુને પૂછશો નહીં? આ કામ એક દિવસમાં થાય નહીં. તમારાં પાપ માફ કરાવવાને તમે ઇશુ ખ્રિસ્ત પાસે આવ્યા. તેણે તમારાં પાપ એકદમ માફ કર્યાં; તેણે તમને વારસાનો હક્ક આપ્યો, પણ તમારાથી એકદમ પવિત્ર થવાશે નહીં. જેમ જેમ દિવસ જતા જશે તેમ તેમ પવિત્ર આત્મા વારસાને માટે તમને તૈયાર કરશે, અને તમે ઈશુ ખ્રિસ્તની માફક વધારે વધારે તૈયાર થશો, અને તમે પાપને વધારે ધિક્કારશો; તમે ઇશુ પર વધારે પ્રેમ કરશો, અને તમે વધારે પવિત્ર થશો. પણ, અરે! નીતિવાન થવાથી વારસાનો હક્ક મળશે એમ તમારે ધારવું નહીં. જો મને ગમે તેવી સારી કેળવણી મળે, અને પ્રિન્સ-ઓફ-ઉવેલ્સ કરતાં હું સો ગણો વિદ્વાન થાઉં, તોપણ મારાથી વિલાયતનો રાજા થવાય નહીં.

" મારા મિત્ર, ' ઘર, સુખાકારી ઘર ' માં જવાનો

તથા વારસો મેળવવાનો જે એકજ રસ્તો છે તે ઇશુ ખ્રિસ્તના લોહીથી જડેછે. બીજો રસ્તો નથી, તેમજ બીજો હક્ક પણ નથી. વહાલો પ્રભુ આપણને તેના રાજ્યનો હક્ક આપેછે, અને પછી તે માટે આપણને હમેશા તૈયાર કરેછે. જે માણસનાં પાપ માફ થયાંછે તે માણસ પવિત્ર જીંદગી ગાળશે. જે આત્મા ઇશુના લોહીથી ધોવાઇને શુદ્ધ થયોછે તે પાપથી દૂર રહેવાને ઇચ્છે છે. શું, તમારૂં આ પ્રમાણે નથી ? ઇશુએ જે જે તમારે માટે કર્યુંછે તેપર જરા તો વિચાર કરો. તેણે તમને તેના લોહીથી શુદ્ધ કર્યાછે; તેણે પોતાનો જીવ આપી દઇને તમારાં પાપનો બોજો ઉતારી લીધોછે; જેથી પ્રભુનું મન દુઃખાયછે તે તમે કરશો ? તે કરવાને તમે અનુપકારી થશો ? અરે ! ખચિત નહીં: તમે સ્તોત્રના ત્રીજા શ્લોકના શબ્દ બોલશો:—

‘ હે પ્રભુ તું મુજને આ કાળ,<br>
કર તારો વાંલેરો બાળ;<br>
હૃદય તારૂં જેથી દુખાય,<br>
તુજ બળથી તે દૂર કરાય’.”

પાદરીએ કહ્યું, “મારા મિત્ર, જે પવિત્ર આત્મા એકલો તમને પવિત્ર કરી શકેછે તેને માટે તમે આતુરતાથી નક્કી પૂછશો; અને જ્યારે તમારૂં સઘળું કામ પૂરૂં થશે, અને જ્યારે તમે વારસો મેળવવાને લાયક થશો, ત્યારે પ્રભુ તમને સ્વર્ગમાં લઇ લેશે. તે તમને રાહ જોતાં રાખી મૂકશે નહીં. કેટલાક જલદીથી તૈયાર થાયછે અને કેટલાકને કેળવણી પામવા સારૂ ઘણા વખત સુધી રાહ જોવી પડેછે; પણ મહારાજાનાં સર્વે છોકરાં તૈયાર થશે, પ્રભુ સર્વેને સ્વર્ગમાં લેશે અને સર્વેને વારસો મળશે. શું, તમે ત્યાં નહીં જશો ?”

આટલું કહ્યા પછી પાદરીએ ઉપદેશ કરવો બંધ રાખ્યો, અને ધર્મસમાજના લોકો ધીમે ધીમે વેરાઈ ગયા, અને ઊંડા વિચારમાં પડી ઘેર ગયા.

પાદરીના બહાર આવ્યા સુધી ક્રિસ્ટી દરવાજા આગળ ઊભો રહ્યો. પાદરીએ તેને ટ્રેફી વિષે ઘણી મમતાથી પૂછ્યું, તથા તેને ઉપદેશને લગતા કેટલાક સવાલ પૂછ્યા; કેમકે ઉપદેશ કરતી વખતે તેના મનમા ફાળ પડી હતી કે ક્રિસ્ટી જેવો નાનો છોકરો સમજી શકે એવો સ્પષ્ટ ઉપદેશ મારાથી થયો નથી. પણ ઉપદેશની મુખ્ય વાતથી ક્રિસ્ટીના મનપર અસર થઈછે, તથા તેણે જે સાંભળ્યું હતુ તેમાંથી થોડું ઘણું ટ્રેફીને કહેવાને યાદ રાખ્યુંછે, એ વાત જાણવાથી પાદરીને ઘણો આનંદ થયો.

કેમકે ક્રિસ્ટીને ઇશ્વર વિષે જ્ઞાન થયું હતું, અને જે હૃદય પવિત્ર આત્માથી તૈયાર થયું છે તે હૃદયમાં ઉપદેશની અસર થયા વગર રહેતી નથી. પ્રભુએ તેના શબ્દ પર વિશ્વાસ રાખવાને આપણા હૃદય તૈયાર કર્યાં છે, અને તેણે તેને શબ્દને આપણે માટે તૈયાર કર્યો છે, અને ઉપદેશ કરનારને ફક્ત પ્રાર્થનાની મદદે પવિત્ર આત્માથી તૈયાર થયલા મન ઉપર પોતાના ઉપદેશની અસર બેસાડવાની છે. પવિત્ર મનપર ઉપદેશની અસર જલદીથી થાય છે, અને તેનું ફળ પણ જલદી પ્રાપ્ત થાય છે. પાદરીને ઘેર જતી વખત આ ઉપલી વાત ખરી છે એવી ખાતરી થઇ; અને "હૃદયને પ્રભુ તૈયાર કરે છે" એ વાક્ય ક્યાં લખેલું છે તે પણ તેને યાદ આવ્યું. તે મનમાં બોલ્યો, " આ શબ્દ મારે માટે તેમજ મારો ઉપદેશ સાંભળનાર લોકને માટે છે; હે પ્રભુ, હું લોકની આગળ ઉપદેશ કરૂં તે પહેલાં તું તેમનાં હૃદય તૈયાર કરજે."

---

# પ્રકરણ ૯ મું.
## ટ્રેફી સ્વર્ગમાં જાય છે.

આ રાતે જ્યારે ક્રિસ્ટીએ જે તેને યાદ રહ્યું હતું તે ટ્રેફીને કહી સંભળાવ્યું તથા જ્યારે તે ટ્રેફીની આગળ સ્તોત્રનો ત્રીજો શ્લોક બોલી ગયો ત્યારે ટ્રેફીએ કહ્યું, "ક્રિસ્ટી, છોકરા, ખરેખર, પ્રભુને મને ઘણી જલદીથી તૈયાર કરવો પડશે."

ક્રિસ્ટી બેચેન થઇ બોલ્યો, "ટ્રેફીસાહેબ, કદાચ, તમે ધારોછો તેટલી જલદીથી તે તમને તૈયાર કરશે નહીં."

ટ્રેફીએ કહ્યું, "મહિનો લગભગ પૂરો થયોછે; અને હું ધારૂંછું કે દિવસે દિવસે હું 'ઘર, સુખાકારી ઘર'ની નજીક ખેંચાતો જાઉંછું, હું કોઇકોઇ વાર તેના દરવાજાપર લખેલા અક્ષર જોઇ શકુંછું."

પણ ક્રિસ્ટી જવાબ આપી શક્યો નહીં. તેણે તેનું મોં તેના હાથથી ઢાંકી દીધું, અને જ્યારે તે સગડીની પાસે બેઠો હતો, ત્યારે તેનું માથું દિલગીરીને લીધે તેના શરીરમાં પેસીજતું હોય એમ દેખાયું. અગરજો તેણે ડસકાં ખાતાં બંધ રહેવાને પ્રયત્ન કર્યો, તોપણ આખરે તેને એક મોટું ડસકું આવ્યું, અને તેથી ટ્રેફીને ઘણું દુઃખ લાગ્યું.

તેણે ઘણા ભાવથી ક્રિસ્ટીના માથાપર હાથ મૂક્યો, અને થોડા વખત સુધી બન્ને જણ ચુપ રહ્યા. જ્યારે આપણું હૃદય ઘણું દિલગીર હોયછે, ત્યારે આપણને મ્હોડેથી બોલવા કરતાં ચુપ રહેવાથી વધારે દિલાસો મળેછે, ખાલી અંતઃકરણથી નહીં પણ પ્રેમથી ભરેલા અંતઃકરણથી આપણને શાંતિ મળવી જોઇએ. ટ્રેફીનું અંતઃકરણ પ્રેમથી ભરાઇ ગયું હતું, અને તેણે નાના ગરીબ ક્રિસ્ટીને માટે ઘણો અફ્સોસ કર્યો.

તેણે આખરે કહ્યું, "ક્રિસ્ટી, તું મને સ્વર્ગના દરવાજાની બહાર રાખશે નહીં, કેમ રાખશે કે?"

ક્રિસ્ટીએ કહ્યું, "ટ્રેફી સાહેબ, ના, ના; જો મને આખી દુનિયા મળે તોપણ હું એમ કરીશ નહીં; પણ ત્યાં આવવાની મારી ઇચ્છા છે ખરી."

ટ્રેફીએ કહ્યું, "ક્રિસ્ટી, પ્રભુને તારી પાસે થોડુંએક કામ કરાવવાનું છે એવું મને લાગેછે. હું તો ગરીબ, ધ્રૂજતો, નબળો માણસ છું, તેથી પ્રભુ મને સ્વર્ગમાં લઇ લેશે; પણ તારે તો તારો આખો જન્મારો કાઢવાનો છે, નહીં વારૂ?"

ટ્રેફીના જેટલો ઘરડો થવાને તથા તેને માટે સ્વર્ગના દરવાજા ઉઘડવાને હજુ કેટલાં વર્ષ જોઇએ તે વિષે ક્રિસ્ટી વિચાર કરતો હતો. તેણે ડસકાં ખાતાં ખાતાં કહ્યું, "ટ્રેફી સાહેબ, ખરી વાત."

ઘરડા ટ્રેફીએ કહ્યું, "છોકરા, તું પ્રભુ પર પ્રેમ રાખે છે એમ બતાવવાને તેને માટે થોડું કામ કરવાની તારી ઇચ્છા નથી?"

ક્રિસ્ટીએ ધીમે રહીને કહ્યું, "હા, મારી એવી ઇચ્છા હોવી જોઇએ."

ટ્રેફી એકાએક પથારીમાં બેઠો થયો અને બોલ્યો "છોકરા, હું પ્રભુ પર પ્રેમ રાખું છું તે બતાવવાને મારા આવરદાની દોરી એક વર્ષ વધારે લબાય, તો હું મારૂં સઘળું અર્પણ કરવાને તૈયાર છું; મારા વાજાને હું ઘણો ચાહું છું તે તું જાણે છે, પણ તે સુદ્ધાં આપી દેવાને હું તૈયાર છું." તેણે દિલગીર થઇ કહ્યું, "તું જરા વિચાર તો કર, તેણે મારે માટે તેનો જીવ આપ્યો હતો, અને તે ઘણી ભયંકર સ્થિતિમાં મરણ પામ્યો, પણ હું તેના પર પ્રેમ રાખુંછું તે બતાવવાને ફક્ત એકજ અટવાડિયું રહ્યું છે. ક્રિસ્ટી, અરે! હું

કેવો અનુપકારી દેખાઉંછું ! મારાથી આ વિષે વિચાર થઇ શકતો નથી."

હવે દિલાસો આપવાનો ક્રિસ્ટીનો વારો આવ્યો. તેણે કહ્યું "ટ્રેપીસાહેબ, હમણાજ તમે પ્રભુને આ વાત કહી સંભળાવો; મારી ખાતરી છે કે તે તમારૂં કહેવું સમજશે."

ટ્રેપીએ પોતાના હાથ એકદમ જોડી દીધા અને આતુરતાથી બોલ્યો, " હે પ્રભુ ઇશુ, હું તારાપર પ્રેમ રાખુંછું. તારે માટે થોડું ઘણું કામ કરવાની મારી ઇચ્છા છે, પણ હું ફક્ત એક અઠવાડિયું જીવવાનો છું; અરે ! હું તારો પાડ માનું છું, અને તારાપર પ્રેમ રાખુંછું તે બતાવવાને જો હું થોડો વખત વધારે જીવું તો હું મારી ગમેતેવી વહાલી વસ્તુ આપી દેવાને તૈયાર છું. હે પ્રભુ, હું જે કહેવાને માગુંછું તે તું કૃપાકરીને સમજી લેજે. આમેન."

પછી ઘરડા ટ્રેપીએ પાસું ફેરવ્યું, અને તે ઉંઘી ગયો. ક્રિસ્ટી ઘણીવાર સુધી સગડી પાસે બેસી રહ્યો. ટ્રેપીની સાથે તે કેટલો થોડો વખત રહેવાનો છે તે વિષે સઘળી વાત વિસારી દેવાને તેણે આગલા એક બે દિવસ પ્રયત્ન કર્યો હતો, પણ હમણા તેને તે સઘળું યાદ આવ્યું. તેનું મન ઘણું દિલગીર અને નારાજ થયું. જો આપણો એક મિત્ર દુનિયામાં ખોવાઇ જાય, તો આપણને ઘણું ભયાનક લાગેછે. જ્યારે આપણે આપણાપર મોટી આફત આવી પડતી જોઇએ છિયે, અને જ્યારે તે આપણને સહન કરવી પડેછે, ત્યારે આપણને ઘણું ભયાનક લાગેછે. જ્યારે ક્રિસ્ટીએ ટ્રેપીના મોત વિષે વિચાર કર્યો ત્યારે તેનું હૃદય દિલગીરીથી ભરાઇ ગયું, પણ તેને ટ્રેપીના શબ્દ યાદ આવ્યા, અને તે ઘણા પ્રેમથી બોલ્યો, "પ્રભુ, ઇશુ ખ્રિસ્ત, મારો જીવ હું તને આપી દેઉં તે માટે તું મને

મદદ કર, અરે! ટ્રેફીને હું સ્વર્ગમાં જવા દઉં તે માટે કૃપાકરી-ને મને મદદ કર. આમેન."

પછી જરા દિલાસો પામીને તે સૂઈ ગયો. બીજે દિવસે સવારે ક્રિસ્ટી ઘણો ચિંતાતુર થઇ ટ્રેફી સામું જોવા લાગ્યો. ટ્રેફી હમેશ કરતાં આજે ઘણો નબળો જણાયો, તેથી ક્રિસ્ટીને તેને એકલો મૂકી બહાર જવું ગમ્યું નહીં; પણ તેમની પાસે ઘણા થોડા પૈસા રહ્યા હતા, અને ક્રિસ્ટી બહાર જાય તો ઠીક એવી ટ્રેફીની ઇચ્છા હતી; તેથી ક્રિસ્ટી ઘણો દિલગીર થઇ ફેરી ફરવાને બહાર ગયો. ટ્રેફી ઘણો માંદો છે તે ખબર મેબલ અને તેની માને કહેવાને તેણે શહેર બહાર પરાને રસ્તે જવાનું નક્કી કર્યું. જે માણસો આપણાં દુઃખ સાંભળવાની દરકાર કરે છે તેમની આગળ આપણી દિલગીરીની વાત કહેવાથી આપણને ઘણો દિલાસો મળેછે.

તેથી ક્રિસ્ટી પેલા સુંદર બાગવાળા ઘરની સામે આવી ઊભો રહ્યો. સ્નોડ્રોપ્સનાં ફૂલની મોસમ પૂરી થઇ હતી, તેને બદલે ગુલાબનાં ફૂલ નાના છોડવાપર આવી રહ્યાં હતાં, તેથી બાગ ઘણો સુંદર અને ખુશકારક દેખાતો હતો. પણ તેની સામે નજર કરવાની ક્રિસ્ટીમાં હિમ્મત હતી નહીં. તેણે મેબલને માટે બારીમાં એકી નજરે જોયા કર્યું, પણ તેણે મેબલને જોઇ નહીં, તેથી તેણે વાજાનો હાથો ફેરવ્યો, અને માંહેથી મેબલનું ધ્યાન ખેંચાય એવો "ઘર, સુખાકારી ઘર"નો મધુર સૂર નિકળ્યો. તેણે વાજું એક મિનિટ વગાડ્યું એટલામાં મેબલ ઘરમાંથી ઉતાવળી નિકળી, અને ક્રિસ્ટી પાસે દોડતી આવી. તેનું મોં હમેશની માફક આજે હસતું હતું નહીં, તેથી તે રડેછે એવું ક્રિસ્ટીએ ધાર્યું.

તેણે કહ્યું, "અરે વાજાવાળા, આજે તું વાજું વગા-

ડીશ નહીં. મારી મા ઘણી માંદી છે, અને વાજાના સૂર સાંભ-ળવાથી તેનું માથું દુઃખે છે."

આ સાંભળી ક્રિસ્ટીએ એકદમ વાજું બંધ કર્યું; "ઘર, સુખાકારી ઘર"નો અડધો સૂર નિકળવાનો હતો, તેથી જ્યારે ક્રિસ્ટીએ વાજું એકદમ બંધ કર્યું ત્યારે તેમાંથી શોકાતુર અવાજ નિકળ્યો.

ક્રિસ્ટીએ કહ્યું, "બેન, હું ઘણો દિલગીર છું."

મેબલ તેની આગળ એક બે મિનિટ સુધી બોલ્યા વગર ઊભી રહી અને ક્રિસ્ટીએ દયામણી રીતે ઘણા પોચા હૃદયથી તેની સામે જોયું.

તેણે પૂછ્યું, " બેન, તારી મા બહુ માંદી છે?"

મેબલે ઘણો ઊંડો નિસાસો મૂકયો અને કહ્યું, " હા તે ઘણી માંદી હશે, કેમકે મારા બાપા ઘણા ઉદાસ દેખાય છે, વળી આયા અમને રમવા દેતી નથી; અને મારી મા ફરીથી સાજી નહીં થશે એવું રંધવારીને કહેતાં મેં તેને સાંભળી હતી."

ક્રિસ્ટી દિલગીર થઇ બોલ્યો, "ગરીબ બેન, તું તારા મનમાં ઝુરાઇશ નહીં."

જ્યારે ક્રિસ્ટી આ નાની છોકરી સામે જોઇ રહ્યો હતો ત્યારે આંસુનું એક ટીપું તે છોકરીના ગાલપર થઇને તેના હાથપર પડયું.

મેબલે એકાએક ઊંચે જોયું, અને તે બોલી, " ક્રિસ્ટી, મારી મા 'ઘર, સુખાકારી ઘર'માં જશે, અને હું પણ તેની સાથે જવા માગું છું."

ક્રિસ્ટી ડસકાં ખાતાં ખાતાં બોલ્યો, " મારી પણ ત્યાં આવવાની ઇચ્છા છે, પણ સ્વર્ગના દરવાજા મારે માટે લાંબા વખત સુધી ઉઘડશે નહીં."

પછી આયાએ મેબલને ઘરમાં બોલાવી લીધી, અને ક્રિસ્ટી દિલગીર થઇ ઘેર વળ્યો. આ જગત તેને દુઃખિયારૂં માલમ પડયું, આકાશ પણ વાદળાંથી ઢંકાઇ ગયું હતું અને પૂર્વના સખત પવનથી ક્રિસ્ટીનાં હાડકાં કકડી ગયાં હતાં.

વસંતઋતુનાં ફૂલ ખરી પડયાં હતાં, અને નાની કુંપળો વાળી ડાળીઓ પવનના ઝપાટાથી આમતેમ હાલતી હતી, બહારનો આવો ઉદાસી ભરેલો દેખાવ જોઇને ક્રિસ્ટીના મનનો ઉભરો જરા સમ્યો. તે ઘણો દુઃખી, બેચેન, નિરાધાર અને ઉદાસ થયો. પરમેશ્વર મને ભૂલી ગયો હશે એવું વિચારીને તે ઘણો આશ્ચર્ય પામતો હતો; તેને દુનિયા ઘણી વિશાળ અને ઉજડ માલમ પડી. તેનો ઘરડો શેઠ મરવાની તૈયારીમાં હતો, અને તેની બેનપણી મેબલ દુઃખમાં હતી; તેને સઘળી જગ્યાએ ઉદાસી ઉદાસી માલમ પડી, પણ દિલાસો મળે એવી કોઇ વસ્તુ તેના જોવામાં આવી નહીં.

ક્રિસ્ટી થાકીને ઘણો ઉદાસ થયો, અને ઘર તરફ વળ્યો, પછી બહુ મેહેનતે ઉભા દાદરે ચઢી પોતાની કોટડીમાં ગયો. અહીં તેણે એક ધીમો અવાજ સાંભળ્યો, તેથી તેના ઉદાસ મનનું સમાધાન થયું. આ સાદ પેલા પાદરીનો હતો અને તે ટ્રેફીની આગળ ધર્મપુસ્તક વાંચતો હતો.

ટ્રેફી હસતે મ્હોડે પથારીમાં બેઠો થયો હતો, અને દરેકે દરેક શબ્દ આતુરતાથી સાંભળતો હતો; જ્યારે ક્રિસ્ટી અંદર આવ્યો ત્યારે પાદરી "હું તમને શાંતિ આપીને જાઊંછું; મારી શાંતિ હું તમને આપુંછું; જેમ જગત આપે છે તેમ હું તમને આપતો નથી; તમારા મનને ગભરાવા ન દો, ને બ્હીવા ન દો." એ વાક્ય ધર્મપુસ્તકમાંથી વાંચતો હતો.

પાદરીએ કહ્યું, "ટ્રેફી, આ વાક્ય તમારે વાસ્તે બહુ સારૂં છે."

ટ્રેફીએ હસતે મ્હોડે કહ્યું, "હા સાહેબ; વળી એ વાક્ય ક્રિસ્ટીને માટે પણ દિલાસારૂપ છે; સાહેબ, એનું મોં ઉતરી ગયું છે." પાદરીએ ક્રિસ્ટીના ખભાપર હાથ મૂકીને કહ્યું, "ક્રિસ્ટી, શામાટે તું આટલો બધો ચિંતાતુર છે?" પણ ક્રિસ્ટી જવાબ આપી શકયો નહીં, અને પાદરીની પાસેથી એકાએક ફરીને ટ્રેફીની પથારીપર સૂઇ ગયો, અને મોટેથી ડસકાં ખાવા લાગ્યો. પાદરીનું હૃદય ક્રિસ્ટીની લાગણીથી પીગળી ગયું. તે તેની પાસે ઘુંટણીએ પડયો, અને માને પોતાના છોકરાની જેટલી દાઝ હોય તેટલી દાઝથી તેણે ક્રિસ્ટી ઉપર પોતાનો હાથ મૂકયો, અને ધીમેથી બોલ્યો, "આપણે બન્ને પ્રભુ ઇશુ પાસે જઇશું ? અને તેને તારી દિલગીરી વિષે કહીશું ?"

અને પછી પાદરીએ ક્રિસ્ટીથી સમજાય એવા સ્પષ્ટ અને સાધારણ શબ્દમાં પ્રભુ ઇશુની પ્રાર્થના કરી; તે બોલ્યો, "હે પ્રભુ, આ ગરીબ નિરાધાર બાળકપર દયા કર, અને દિલાસો આપ, અને સુખી કર; એનાથી કદી વખુટો ન પડે એવો મિત્ર જે તું છે તે હમેશાં એની પાસે હાજર છે એમ એને લાગે એવું કર."

ઘણી વાર પછી પાદરી ઘેર ગયો, અને જ્યારે તે કાતરિયું તદન શાંત પડયું, અને ટ્રેફી ઉંઘી ગયો, ત્યારે ક્રિસ્ટીએ "તું ગભરાઇશ નહીં," એવો અવાજ સાંભળ્યો; પછી તે પણ શાંતિમાં ઉંઘી ગયો.

એવામાં તે ટ્રેફીના સાદથી જાગી ઉઠયો; ટ્રેફી બોલ્યો, "ક્રિસ્ટી, છોકરા !"

ક્રિસ્ટી એકદમ ઉછળી બોલ્યો, "જી, સાહેબ."

ટ્રેફીએ પૂછ્યું, "વાજું કયાં છે?"

ક્રિસ્ટીએ કહ્યું, " તે સહીસલામત અહીં પડેલું છે."

ટ્રેફીએ કહ્યું, " ક્રિસ્ટી, વાજાને વગાડ, અને ' ઘર, સુખાકારી ઘર'નો સૂર નિકળે એમ કર."

ક્રિસ્ટીએ કહ્યું, "ટ્રેફી સાહેબ, મધરાતનો વખત થયો છે, અને વાજાના અવાજ સાંભળી લોકો વિસ્મય પામશે."

પણ ટ્રેફીએ જવાબ આપ્યો નહીં, તેથી ક્રિસ્ટી દીવો લઇ તેની પાસે ગયો અને તેના મ્હોડા સામું જોયું.

તેનો ચેહેરો ઘણો જૂદોજ દેખાતો હતો, તેની આંખ બંધ હતી, અને ક્રિસ્ટીએ કોઇ દિવસ જોયું ન હોય એવું તેનું મોં દેખાતું હતું. શું કરવુ તે ક્રિસ્ટીને સૂઝયું નહીં; પછી તે બારી પાસે ગયો અને બહાર જોવા લાગ્યો. આકાશ અંધારૂં ઘોર થયુ હતું, અને તેમાં એક ચકચકિત તારો બારીની સામે પ્રકાશતો હતો. "તું ગભરાઇશ મા," એવા શબ્દ એ તારો કહેતો હોય એવું તેને લાગ્યું. ક્રિસ્ટીએ મોટેથી જવાબ આપ્યો, " પ્રભુ, વહાલા પ્રભુ, મને મદદ કર." જ્યારે ક્રિસ્ટી બારીમાંથી પાછો ફર્યો ત્યારે ટ્રેફી ફરીથી બોલ્યો, "વાજું વગાડ; છોકરા, વાજું વગાડ."

ક્રિસ્ટીએ ઘણા વખત સુધી આનાકાની કરી નહીં. તેણે વાજું હાથમાં લીધું અને તેનો હાથો ફેરવ્યો; આ અંધારી કોટડીમાં " ઘર, સુખાકારી ઘર" નો ધીમો અને ઉદાસી ભરેલો સૂર સંભળાયો; જ્યારે ક્રિસ્ટીએ વાજું વગાડયું ત્યારે ટ્રેફીએ પોતાની આંખ ઉઘાડી, અને જ્યારે "ઘર, સુખાકારી ઘર" નો સૂર બંધ પડયો, ત્યારે તેણે ક્રિસ્ટીને પાસે બોલાવ્યો, અને ઘણી નજીક બેસાડીને ધીમેથી કહ્યું, "છોકરા, 'ઘર, સુખાકારી ઘર' ના દરવાજા ઉઘડે છે. હું અંદર જાઉં છું છોકરા, વાજું ફરીથી વગાડ."

બીજી ત્રણ જાતના સૂર નિકળે ત્યાં સુધી વાજાનો હાથો

ફેરવવાનું ક્રિસ્ટીને ઘણું અઘરૂં લાગ્યું; તેના અવાજ આ મરણની જગ્યામાં ઘણા બેસૂર લાગ્યા.

ટ્રેફી આ વખત ધ્યાન આપતો હોય એવું દેખાયું નહીં. "મને શુધ્ધ કર, અને હું બરફ કરતાં વધારે ઉજળો થઈશ," એ પ્રાર્થનાના શબ્દ તે ધીમેથી બબડતો હતો; અને જ્યારે "ઘર, સુખાકારી ઘર"નો સૂર બીજી વખત સંભળાયો ત્યારે ઘરડો ટ્રેફી મરણ પામ્યો. તેણે "ઘર, સુખાકારી ઘર"માં પ્રવેશ કર્યો, અને નાનો ક્રિસ્ટી બહાર રહ્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

### "ઘર જેવી કોઇ બીજી જગ્યા નથી."

નીચેની કોટડીના કેટલાક ઉતારૂઓને જે અવાજે મધરાતે જગાડ્યા હતા, તથા તેમની ઉંઘને ઇજા પહોંચાડી હતી તે અવાજ તેમને બીજે દિવસે સવારમાં યાદ આવ્યા. કેટલાક ઉતારૂએ કહ્યું, "એ તો ચિમનીમાં થઇને પવન વાતો હતો;" બીજાઓએ કહ્યું, "ના, એ તો વાજાના અવાજ સંભળાતા હતા, અને મધરાતે ઘરડો ટ્રેફી પોતાનું વાજું લઇને ગમત કરતો હતો.

જ્યારે ઘરધણીઆણીએ આ વાત સાંભળી ત્યારે તેણે કહ્યું, "ના, તે હોય નહીં; તે હવે કોઇ દિવસ વાજું વગાડશે નહીં, વૈદના કહેવા પ્રમાણે તે મરવાની તૈયારીમાં છે." ઓરડીના દૂરના ખુણામાંથી એક માણસ બોલ્યો, "ઘરડો ટ્રેફી મધરાતે તેનું વાજું વગાડતો હતો કે નહીં તે વિષે તમે હમણા જઇને પૂછો. તે વાજું વગાડતો હતોજ, એ વાતની હું અડધો રૂપીઓ શરત બકું છું."

ઘરધણીઆણી પોતાની જિજ્ઞાસાને સંતોષ પમાડવા-

ને માળ ઉપર ગઇ, અને બારણું ઠોક્યું; પણ કોઇએ જવાબ આપ્યો નહીં, તેથી તે બારણું ઉઘાડી અંદર ગઇ.

ટ્રેફીના શબની પાસે ક્રિસ્ટી ચત્તોપાટ પડી ભર ઉંઘમાં પડ્યો હતો. તેના ગાલપર આંસુ સૂકાઇ ગયાં હતાં, અને તેનું માથું ટ્રેફીના ટાઢા, સૂકાયલા હાથપર પડેલું હતું. આ જોઇ પેલી સ્ત્રીનું મોં ઉતરી ગયું, અને શબને જોઇ સ્વભાવિક રીતે ધ્રૂજવા લાગી.

ક્રિસ્ટી ચમકીને જાગી ઉઠ્યો, અને ગભરાઇને તેના મોં સામું જોવા લાગ્યો. જે બન્યું હતું તે વિષે તેને પહેલાં યાદ આવ્યું નહીં, પણ એક મિનિટ પછી તેને સઘળી વાત યાદ આવી, તેથી તેણે પોતાનું પાસું ફેરવ્યું અને ઘણો શોક કર્યો.

ઘરધણીઆણીને છોકરાની દિલગીરી જોઇ ઘણી દયા ઉપજી; પણ તે ઘણા તોછડા સ્વભાવની હતી, અને બીજાના દુખમાં ભાગ શી રીતે ભરવો તે વિષે કંઇ જાણતી નહોતી, અને ક્રિસ્ટીને એકલો મૂકી તે ચાલી ગઇ; પણ તેથી ક્રિસ્ટી દિલગીર થયો નહીં. ઘરમાં ઘોંઘાટ શાંત પડયો કે તરતજ ક્રિસ્ટી ટ્રેફીનું શબ સાચવવાને એક પાડોશીને તેડી લાવ્યો, અને પછી પાદરીને કહેવા દોડી ગયો.

મિસ્ટર વિલ્લટન આ નિરાધાર છોકરાને જોઇ ઘણો દિલગીર થયો. તેણે તે છોકરાને તેના વહાલા, ન તજી દે એવા મિત્રને સોંપ્યો, અને ક્રિસ્ટીના ગયા પછી તે ઘુંટણીએ પડયો, અને પ્રભુ પાસે આ એક માણસને લઇ જવામાં તે ફતેહ પામ્યો તે માટે તેણે ઘણી મમતાથી પ્રભુનો પાડ માન્યો. તે બોલ્યો, "ઘર, સુખાકારી ઘર'ના દરવાજા આગળ એક માણસ મારી રાહ જોશે. અરે! પ્રભુએ મારાપર કેટલી બધી કૃપા કરી!" પછી સ્તોત્રના છેલ્લા શ્લોકપર બીજે દિવસે

જે ઉપદેશ તે કરવાનો હતો તેને તૈયાર કરવાને તે બેઠો; અને ઘરડા ટૂરી વિષે જે તેણે સાંભળ્યું હતું તેથી તેને પેલા તેજસ્વી શહેરનો ઘણો સારો અનુભવ થયો.

જ્યારે તે રવિવારની સાંજે ખિચોખિચ ભરાયલી "મિશનરૂમ"માં આવ્યો, ત્યારે આતુરતાથી ક્રિસ્ટીને શોધતો હતો. ખરેખર, ક્રિસ્ટી આગળ મૂકેલી પાટલી ઉપર બેઠેલો હતો, તેનો ચેહેરો ઘણો ફિક્કો અને દિલગરી ભરેલો હતો, અને તેણે નીચેથી ઊંચે જોયું નહીં. જ્યારે લોકો સ્તોત્ર ગાતા હતા ત્યારે અગરજો ક્રિસ્ટી તેનાં આંસુ પોતાના ડગલાની બાંઇ-થી ઉતાવળે લુછી નાખતો હતો, તોપણ તેના ગાલપર થઇને પડતાં આંસુ પાદરીના જોવામાં આવ્યાં; પણ જ્યારે પાદરીએ તેનું શાસ્ત્રવાકય લોકોને કહી સંભળાવ્યું, ત્યારે ક્રિસ્ટીએ મોં મલકાવી ઊંચે જોયું. તે વાકય પ્રકટીકરણના ૭માં અધ્યાયની ૧૪ મી અને ૧૫ મો કલમમાંથી હતું: "જેઓ મોટી વિપ-ત્તિમાં આવ્યા તેઓ એ છે; ને તેઓએ પોતાનાં વસ્ત્ર ધોયાં, અને હલવાનના લોહીમાં ઉજળાં કીધાં. એ માટે તેઓ દેવ ના રાજ્યાસન આગળ છે."

પાદરીએ કહ્યું, " આજ રાતે હું 'ઘર, સુખાકારી ઘર' વિષે તથા મોક્ષ પામેલા જે લોક ત્યાં છે તેને વિષે બોલવાનો છું. તે જગ્યા ઘણી પવિત્ર છે, તેના રસ્તાની સુવર્ણ ફરસબં-ધીપર જરાએ ડાઘ નથી, એ શહેરમાં પાપ તો દેખાતુંજ નથી, અને ત્યાં લોકો પાપ વિષે તદન અજાણ્યા છે; અને ત્યાં સઘળું ઘણું જ પવિત્ર છે. જે સફેત જભ્ભા તેઓ પહેરેછે તેના ઉપર બિલકુલ ડાઘ નથી, તેમજ તેમની ખુબસુરતી બગાડે એવી કોઇ વસ્તુ ત્યાં નથી. તેઓ હલવાનના ( ઇશુના ) લોહી-થી હમેશને માટે શુદ્ધ થયા છે, અને તેઓ દેવની ગાદી આ-ગળ ઊભા રહે છે.

"અરે! પ્રભુની ગાદી આગળ ઊભા રહેવાનો ફક્ત આ એકજ રસ્તો છે, અને આ વાત ભૂલશો નહીં. જો તમે નીતિવાન હશો તોપણ તમારાથી ત્યાં જવાશે નહીં, અને અગરજો તમે બીજા લોક જેટલા ખરાબ નહીં હશો, તોપણ તમને કશો લાભ થવાનો નથી. જો તમારે કોઇ પણ દિવસ સ્વર્ગમાં જવું હોય, તો તમારે પ્રભુ ઇશુના લોહીમાં ધોવાઇને શુદ્ધ થવું જોઇએ. યોહાનને સ્વર્ગમાં જોવા દીધું હતું, અને તેણે મોક્ષ પામેલા લોકોને પ્રભુ ઇશુનાં વખાણનું ગીત ગાતાં જોયા હતા. અરે! યોહાનના વખત પછી કેટલા બધા લોકોએ આ સંખ્યામાં વધારો કર્યો છે! દરેક દિવસે, દરેક કલાકે અને દરેક ક્ષણે કેટલાક માણસ ત્યાં દરવાજા આગળ ઊભા રહે છે; અને ઇશુ ખ્રિસ્તના લોહીમાં શુદ્ધ થયલા દરેક માણુસને માટે આ દરવાજા ઉઘડી જાય છે; ત્યાંના લોકે વારા ફરતી સફેત જભ્ભો પહેર્યો છે, અને જ્યારે તેઓ સુવર્ણના રસ્તા પર ચાલે છે, અને કીર્તિમાન રાજ્યાસન આગળ ઉભા રહે છે ત્યારે તેઓ કદી કંટાળે નહીં એવું ગીત ગાય છે:—

'આમેન. આશીર્વાદ, કીર્તિ, ડહાપણ, મહોત્સવ આબરૂ, ઐશ્વર્ય અને શકિત હમેશને માટે અમારા દેવ પાસે રહો. આમેન.'

"મારા મિત્ર, જ્યારે પવિત્ર દેવ આ શુધ્ધ થયલા લોક ઉપર નજર કરેછે ત્યારે તે તેમના ઉપર પાપની કંઈ પણ નિશાની જોતો નથી; ઇશુના લોહીથી તેમના પાપની નિશાની ભુસાઇ જાયછે; તેની નજરમાં સઘળા લોક કલંક રહિત અને પવિત્ર છે. તે સઘળા નિર્દોષ અને કલંક રહિત છે, તેઓ સ્વચ્છ અને પવિત્ર છે.

"શું, મારા મિત્ર, તમે તેઓની સંખ્યામાં વધારો કરશો? આ દુનિયા અંધારી, ઉદાસીભરેલી તથા નાશવંત

છે; શું, તમારી સઘળી વસ્તુઓ આ દુનિયામાં હોય તો તમે સંતોષ પામો છો? ‘ઘર, સુખાકારી ઘર'માં ન જવાથી સંતોષ માનો છો? અરે! શું, તમે ઇશુના લોહીના ઝરાની પાસે જવાની ઢીલ કરશો, અને પછી ઝબકી ઉઠશો, અને સ્વર્ગના દરવાજા તમારે માટે બંધ થયલા જોશો ?"

પાદરીએ કહ્યું, "એક ઘરડો માણસ જેની સાથે મે ગયે અઠવાડિયે વાત કરી હતી તે આ તેજસ્વી શહેરમાં પહેલોજ રવિવાર ગાળે છે."

જ્યારે પાદરીએ આ વાત કહી, ત્યારે "મિશનરૂમ" માં સઘળા લોકો ચુપ રહ્યા, અને ક્રિસ્ટી પોતાના મનમાં બોલ્યો, "પાદરી સાહેબ ટ્રેફશેઠ વિષે કહે છે, હા, એનેજ વિષે કહે છે તે હું જાણું છું."

પાદરીએ કહ્યું, "તે એક ઘરડો પાપી માણસ હતો. પણ તેણે ઇશુ ખ્રિસ્તના શબ્દ પર વિશ્વાસ રાખી તેને સ્વીકાર્યો હતો. તે શુદ્ધ થવાને ઇશુના લોહી પાસે ગયો હતો અને આ દુનિયામાં પણ બરફ કરતાં વધારે ઉજળો થયો હતો. એ દિવસપર વહાલા પ્રભુએ તેડું મોકલીને તેને સ્વર્ગમાં લઇ લીધો છે. તેના હૃદયમાં પાપની નિશાની જરાએ હતી નહીં, તેથી તેને માટે સ્વર્ગના દરવાજા ઉઘડી ગયા, અને તે હમણા આ સુખી જગ્યાએ નિર્દોષ, કલંકરહિત અને સહીસલામત સ્થિતિમાં મોક્ષ મળે એવાં સફેત કપડાં પહેરી ઉભો છે.

"જો આ રવિવાર સુધીમાં તમારામાંનો કોઈ મરણ પામે તો મારાથી તેને વિષે એમજ કહી શકાય? જ્યારે આપણે અહીંઆં એકઠા મળીશું, ત્યારે તે ‘ઘર, સુખાકારી ઘર'માં હશે? શું, તમે ઈશુના લોહીમાં શુદ્ધ થયા છો? ત-

મારાં પાપ માફ થયાં છે ? શું, તમે, ખરેખર, ઈશુ ખ્રિસ્ત પાસે આવ્યા છો ?

"અરે ! તમે તમારા મનમાં આ સવાલનો જવાબ આપો; 'ઘર, સુખાકારી ઘર' માં તમને મળવાને હું ઇચ્છું છું. મારી આશા છે કે જ્યારે પ્રભુ મને સ્વર્ગમાં બોલાવી લેશે, ત્યારે હું ત્યાં તમારી રાહ જોઇશ; અરે ! આપણે સઘળા સ્વર્ગમાં મળીશું એવી મારી આશા છે.

"આજ રાતે હું વધારે કહી શકતો નથી, મારૂં હૃદય પ્રેમથી ભરેલું છે; ઓ પ્રભુ, તારા લોહીમાં આ સઘળા શુદ્ધ તથા બરફ કરતાં વધારે ઉજળા થાય, અને 'હે પ્રભુ, અમે તારે માટે મેહેનત કરીએ છિયે, તારા પર પ્રેમ રાખીએ છિયે, અને અમારાથી બનતી સેવા કરીએ છીએ' એવા ઉપકારના શબ્દ તેઓ કહે એમ કરઃ—

ચોપાઇ.

'ઊભો શ્વેત વસ્ત્રે તુજ ધામ,
એ ચિને' મોક્ષ તુજ મુકામ,
રહિત કલંક રહું નિર્દોષ,
સહીસલામત કેરો કોષ.' "

પછી ઉપદેશ બંધ થયો, અને લોકો ઘેર ગયા; પણ ક્રિસ્ટી જે પાટલી પર બેઠો હતો ત્યાંથી ખસ્યો નહીં. તેણે તેનું મ્હોડું પોતાના હાથથી ઢાંકી દીધું, અને જ્યારે પાદરીએ મમતાથી તેના ખભા પર હાથ મૂક્યો, ત્યારે પણ તેણે ઊંચું જોયું નહીં.

છેલ્લે તે ડસકાં ખાતાં ખાતાં બોલ્યો, "અરે! મારે સ્વર્ગમાં જવું છે, મારી મા તથા ઘરડો ટ્રેરી ત્યાં ગયાં છે; અને હું પણ ત્યાં જવા માગું છું."

પાદરીએ પોતાના બે હાથે ક્રિસ્ટીનો નાનો હાથ પ-

કડચો અને કહ્યું, "ક્રીસ્ટી, ગરીબ ક્રિસ્ટી, પ્રભુ તને દરવાજાની બહાર રાખવા ઇચ્છતો નથી; પણ તેને થોડા વખત સુધી તારી પાસે કંઇ કામ કરાવવાનું છે; પછી સ્વર્ગના દરવાજા ઉઘડી જશે, અને આ દુનિયા કરતાં ત્યાં તને વધારે સુખ મળશે."

તેણે ઘણા નમ્ર અને પ્રેમ ભરેલા શબ્દમાં ક્રિસ્ટીને દિલાસો આપ્યો, અને બીજી વખત તેની સાથે પ્રાર્થના કરી; ક્રિસ્ટી દિલાસો પામી ઘેર ગયો. ગયે રવિવારે જ્યારે તે સ્તોત્રના ત્રીજા શ્લોક વિષે ટ્રેફીને કહેવાને ઘણો આતુર હતો તે દિવસ તેને આ વખતે યાદ આવ્યો.

તેણે જે સાંભળ્યું હતું તે કહી સંભળાવવાને તેની પાસે આજ રાતે કોઈ માણસ હતો નહીં. જાણે તે તેની કોટડીમાં જતાં બ્હીતો હોય તેમ તે બહાર એક મિનિટ ઊભો રહ્યો, પછી જ્યારે તે અંદર ગયો ત્યારે તેની સઘળી બ્હીક જતી રહી.

સૂર્ય અસ્ત પામતો હતો, અને તડકાનાં કિરણો જ્યાં ટ્રેફી પડેલો હતો ત્યાં તેના મોંપર પડતાં હતાં. આ કિરણો એવાં ચકચકિત અને અનૈહિક હતાં કે તે સ્વર્ગમાંથી આવતાં હોય એમ ક્રિસ્ટીને માલમ પડયું. જ્યાં ટ્રેફી પડેલો છે ત્યાં તે હસે છે એવી કલ્પના ક્રિસ્ટી પોતાના મનમાં કરવા લાગ્યો; આ તેની કલ્પનાજ હતી, પણ ટ્રેફી એવી સ્થિતિમાં છે એવું ધારવાનું ક્રિસ્ટીને ગમતું હતું.

પછી તે બારીએ આવ્યો, અને બહાર જોવા લાગ્યો; તેણે ઘણે દૂર અજાયબ પમાડે એવા ચકચકિત આકાશમાં સ્વર્ગને લગભગ જોયું. ટ્રેફી સ્વર્ગમાં છે એ વિચાર તેને ઘણો તરેહવાર અને ખુશકારક લાગ્યો; આ અંધારી કોટડીથી

સ્વર્ગ ઘણું દૂર હશે, તથા ઘરડા ટ્રેફીને એ જગ્યા ઘણી ખુશકારક લાગતી હશે.

ટ્રેફી સ્વર્ગમાં શું કરે છે તે તેને કોઇ જોવા દે તો તે તેનું સર્વસ્વ આપી દે. તે આશ્ચર્ય પામી મનમાં બોલ્યો, "હું સ્વર્ગમાં જવાને ઘણો આતુર છું તે વિષે ટ્રેફી ઇશુ ખ્રિસ્તને કહેશે કે નહીં?"

જ્યારે સૂર્યનો પ્રકાશ ઝાંખો પડયો અને અજવાળું ઓછું થયું ત્યારે ઝગઝળિયામાં ક્રિસ્ટી ઘુંટણીએ પડયો અને ખરા દિલથી નીચે પ્રમાણે બોલ્યોઃ—

" ઓ પ્રભુ, કૃપા કરીને મને ધૈર્યવાન કર, અને સ્વર્ગમાં તારી સાથે અને ઘરડા ટ્રેફી સાથે રહેવાને મેહેરબાની કરી કોઈ દિવસ મને બોલાવી લેજે. "

---

## પ્રકરણ ૧૧ મું.

## દુનિયામાં એકલો.

કબરસ્તાનમાં જઇ ટ્રેફીની પાછળ શોક કરનાર ફક્ત નાનો ક્રિસ્ટી હતો. પારીસના લોકે સાધારણ રીતે તેની મરણક્રિયા કરી. ટ્રેફીના મુએલા શરીરને શબપેટિકામાં ઘાલવામાં આવ્યું, અને પછી તેને કબરસ્તાનમાં લઇ જવામાં આવી. પણ અરે! તેની કંઇ ફિકર કરવાની નહોતી, કેમકે તે " ઘર, સુખાકારી ઘર" માં હતો; તેની દિલગીરી અને તેનાં દુઃખ સમાપ્ત થયાં હતાં; તેની દરિદ્રતાનો છેડો આવ્યો હતો, અને પિતાના ઘરમાં તેની સારી રીતે સંભાળ લેવામાં આવતી હતી.

જે માણસ શબવાહિણી હાંકતો હતો તેને રસ્તા ઉપર વખત ગુમાવવાનું મન નહોતું, તેથી ક્રિસ્ટીને તેની સાથે રહેવા

સારૂ ઘણી જલદીથી ચાલવું પડયું, અને ઘણીખરી વખત દોડવું એ પડયું; અને રસ્તા ઉપર તેણે બીજા કેટલાક ડાઘુઓ જોયા. આ લોકોની ગાડી ઘણી ધીમી ચાલતી હતી. સૌની અગાડી શબવાહિણી હતી, અને તેની પાછળ લોકોથી ભરેલી છ ગાડીઓ હતી. જ્યારે ક્રિસ્ટી રસ્તાના મધ્ય ભાગમાં થઇને આ લોક પાસેથી ગયો ત્યારે તેણે તેમને ઘણા દિલગીર જોયા, અને તેઓ રડતા હોય એવું તેને લાગ્યું; પણ તેણે એક ગાડીમાં જે જોયું હતું તે તે કોઇ દિવસ વિસરી ગયો નહોતો. નાની મેબલ પોતાનું માથું તેના બાપના ખોળામાં મૂકીને તથા બારી સાથે પોતાનું દિલગીરીભરેલું મોં દબાવીને આ ગાડીમાં બેઠી હતી.

ક્રિસ્ટી મનમાં બોલ્યો, " અરે ! મેબલની મા મરણ પામી છે ! અને આ ડાઘુઓ તેની પાછળ જાયછે ! અરે ! આ જગત્ કેવું ખેદકારક છે !"

મેબલે તેને જોયો હશે એવી તેની ખાતરી થઈ નહીં; પણ આ છોકરીની દિલગીરી જોઇ ક્રિસ્ટીનું મન ઘણું દુઃખાયું, અને જે શબવાહિણીમાં ટ્રેફીના મુએલા શરીરને કબ-રસ્તાનમાં લઈ જતા હતા, તેને પકડી પાડવાને ક્રિસ્ટી ઘણો દિલગીર થઇ આગળ ચાલ્યો.

ઘરડા ટ્રેફીની અને મેબલની માની સવારી કબરસ્તાન તરફ ગઈ; અને બન્નેનાં શબ આગળ " જમીન સાથે જ-મીન, રાખ સાથે રાખ, ધૂળ સાથે ધૂળ." એ શબ્દ બોલ-વામાં આવ્યા. પણ આ વખતે તેમના સુખી આત્મા આ દુઃખકારક દેખાવથી ઘણે દૂર " ઘર, સુખાકારી ઘર "માં હતા. થોડા દિવસ પર એકજ વખતે બન્ને જણે દેહ છોડી હતી, અને મોતીના દરવાજા આગળ બન્ને જણ એકઠાં મળ્યાં હ-

તાં. એ બન્ને જણ ઈશુના લોહીમાં ધોવાઈને શુધ્ધ થયાં હતાં, તેથી સ્વર્ગના દરવાજા ઉઘડી ગયા હતા, અને બન્ને જણે પેલા તેજસ્વી શહેરમાં પ્રવેશ કર્યો હતો; હમણા તેઓએ તેમના વહાલા પ્રભુ જેને તેઓ બહુ ચહાતાં હતાં તેને દીઠો, અને તેની આગળ તેઓ ઘણોજ આનંદ પામ્યાં-

ક્રિસ્ટીને ટ્રેફીના મરણ પછી આ નાનું કાતરિયું છોડી દેવું પડયું, કેમકે તે કાતરિયું વધારે ભાડે આપવાની ઘરધણીઆણીની ઈચ્છા હતી; તોપણ તેણે તેને ઉતારાની મોટી કોટડીમાં સૂવાની રજા આપી, અને ટ્રેફી પાસે તે ભાડાના જે પૈસા માગતી હતી તેના બદલામાં તેણે ટ્રેફીનો થોડો ઘણો સામાન કબજે કર્યો.

પણ વાજું તો ક્રિસ્ટીની મિલકત હતી; તેના ઘરડા શેઠે મરી ગયા પહેલાં એક અઠવાડિયા ઉપર ક્રિસ્ટીને વાજું યથાવિધિ સોંપ્યું હતું. તેણે ક્રિસ્ટીને પોતાની પાસે બોલાવી વાજું મંગાવ્યું હતું, અને પછી તેને હવાલે કર્યું હતું.

તેણે કહ્યું હતું, "ક્રિસ્ટી, વાજાની સંભાળ લેજે, અને મારી ખાતર તેનાથી જૂદો પડીશ મા. જ્યારે વાજામાંથી 'ઘર, સુખાકારી ઘર'નો સૂર નિકળે ત્યારે તું મારે વિષે, તારી મા વિષે અને અમે બન્ને સ્વર્ગમાં કેવી રીતે ગયાં તે વિષે વિચાર કરજે."

ટ્રેફીની મરણક્રિયા પછી પહેલે દિવસે વાજું બહાર લઈ જવાનું કામ ક્રિસ્ટીને ઘણું અઘરૂં લાગ્યું; તેણે "રૂલ બ્રિટાનિયા," "ઓલ્ડ હંડ્રેથ," અથવા "પૂર મેરી એન"ના સૂરની દરકાર કરી નહીં, પણ જ્યારે "ઘર, સુખાકારી ઘર"નો સૂર પહેલવહેલો સંભળાયો ત્યારે તેનું મન ઉભરાઈ ગયું; અને તેણે વાજાને અધવચ બંધ પાડયું, અને પછી અગાડી ચાલ્યો.

રતોજનાર લોક વાજું એકાએક બંધ થતું જોઈને ચકિત થઈ ગયા, અને જ્યારે તેઓએ ક્રિસ્ટીના ગાલપર થઈને નીચે પડતાં આંસુ જોયાં ત્યારે તેઓ એથી પણ વધારે ચકિત થયા. આ લોકોના મનમાં જરાએ વિચાર હતો નહીં કે ટ્રેફીની મરણજગ્યા આગળ તેણે છેલ્લી વખત વાજું વગાડયું હતું, અને જ્યારે તેણે વાજાને વગાડયું હતું, ત્યારે તેનો પૃથ્વીપરનો મિત્ર વાસ્તવિક " ઘર, સુખાકારી ઘર" માં ગયો. પણ ક્રિસ્ટી આ સઘળું જાણતો હતો, અને " ઘર, સુખાકારી ઘર " નો સૂર સાંભળવાથી તેને મધરાતે બનેલી વાત યાદ આવી. જ્યાં સુધી તેણે આસમાની આકાશમાં જોઇ ટ્રેફીના આનંદથી ખુશી થવાને પ્રભુની મદદ માગી ત્યાં સુધી તેણે વાજું વગાડવું બંધ રાખ્યું. પછી " ઘર, સુખાકારી ઘર જેવી કોઇ બીજી જગ્યા નથી; ઘર, સુખાકારી ઘર જેવી કોઈ બીજી જગ્યા નથી " એ ટેકનો અવાજ વાજામાંથી નિકળ્યો. જ્યારે વાજું બંધ પડયું ત્યારે ક્રિસ્ટી મનમાં બોલ્યો, " આખરે ઘરડો ટ્રેફી સ્વર્ગમાં ગયો ખરો."

ટ્રેફીના મરીગયાને એક અઠવાડિયું થયા પછી ક્રિસ્ટી નાની મેબલને ફરીથી મળવા ગયો. ગાડીની બારી આગળ તેણે મેબલનું દિલગીરીભરેલું મોં જોયું હતું, અને એ વાત તે વિસરીગયો નહોતો; જ્યારે આપણે દિલગીરીમાં હોઇએ છિયે, ત્યારે જે લોક દિલગીરીમાં હોય તેને મળવાથી તથા તેમનાં દુ:ખમાં ભાગ ભરવાથી આપણને ઘણો દિલાસો મળે છે. નાની મેબલને મળવાથી દિલાસો મળશે એમ ક્રિસ્ટીએ ધાર્યું હતું. તેની મા વિષે તથા તે ક્યારે મરણ પામી તે વિષે સાંભળવાને ક્રિસ્ટીની ઇચ્છા હતી.

પણ જ્યારે ક્રિસ્ટી મેબલના ઘર આગળ આવી પહોંચ્યો ત્યારે અચંબો પામી હાલ્યાચાલ્યા વગર ઊભો રહ્યો. પેલી બાડી

હમેશના જેવીજ સુંદર હતી, અને "હાર્ટ ઇઝી"નાં ફૂલ તડકા-માં ખીલી રહ્યાં હતાં, તથા "ફરગેટ મી નોટ"નાં ફૂલ પુષ્કળ હતાં. તે ઘર ઘણું સૂનું અને તરેહવાર દેખાતું હતું; નીચેની ઓરડીનાં બારણાં ઉઘાડાં હતાં, અને અંદરની ઓરડીની બારીમાં ચક નાખ્યા નહોતા, અને તે ખાલી તથા ઉજડ દેખાતી હતી.

બારીમાં આનંદી મેબલ અને ચાર્લી જોવામાં આવ્યાં નહોતાં, પણ તેમને બદલે એક બીજીજ ઘરડી સ્ત્રી પોતાનું માથું નીચું ઘાલી ગુંથવાનું કામ કરતી હતી.

શું થયું હશે? છોકરાં ક્યાં ગયાં હશે? ખરેખર, ઘરમાં કોઇ બીજું મરેલું પડેલું નથી. મારે છોકરાં જોયા સિવાય ઘેર જવું જોઇએ નહીં; મારે આ ઘરડી સ્ત્રીને તેમને વાસ્તે પૂછવું જોઇએ; એ પ્રમાણે ક્રિસ્ટી મનમાં વિચાર કરવા લાગ્યો અને બાગના દરવાજા આગળ ઊભો રહ્યો.

તે સ્ત્રી બારીમાંથી બહાર જોઇ મારી સાથે વાત કરશે એવી આશાથી તેણે વાજાનો હાથો ફેરવ્યો. પણ પેલી સ્ત્રીએ અછડતી નજરે જોયું, તે સિવાય તેણે વાજું સાંભળ્યું હોય એવી કંઇ નિશાની બતાવી નહીં, પણ તેણે ખંતથી તેનું કામ કર્યા કર્યું.

આખરે ક્રિસ્ટીથી થોભાયું નહીં, તેથી તેણે "પૂર મેરી એન" નો સૂર અધવચ બંધ પાડયો, અને પગથી ઉપર ચાલીને ઘંટ વગાડ્યો, એટલે પેલી સ્ત્રીએ બારીમાંથી માથું બહાર કાઢ્યું, અને તેને શું જોઇએ છે તે વિષે પૂછ્યું. શું કહેવું તેની ક્રિસ્ટીને સૂઝ પડી નહીં, તેથી તેણે તેના મનમાં જે બ્હીક હતી તે વિષે પેલી બાઇને પૂછ્યું.

તેણે પૂછ્યું, "મેમ સાહેબ, શું, કોઇ મરણ પામ્યું છે?"

ઘરડી સ્ત્રીએ ત્વરાથી કહ્યું, "મરણ પામ્યું ? ના, તું શું કહેવા માગે છે ?"

ક્રિસ્ટી બ્હીતો બ્હીતો બોલ્યો, "મેમ સાહેબ, મારાથી મિસ મેબલ સાથે વાત થઇ શકશે ? "

ઘરડી સ્ત્રીએ કહ્યું, "ના, જો તું સમુદ્ર ઓળંગીને મુસાફરી કરશે નહીં તો તું તેની સાથે વાત કરી શકશે નહીં; તે હમણા ફ્રાન્સમાં છે. "

અને ક્રિસ્ટી ગભરાઇને બોલ્યો, " ફ્રાન્સમાં છે ! "

ઘરડી સ્ત્રીએ કહ્યું, "હા, સઘળો ઉનાળો તે ત્યાં રહેશે;" અને પછી તેને કંઇ કહેવાનું નથી એમ બતાવી તેણે ક્રિસ્ટીના દેખતાં બારી બંધ કરી.

ક્રિસ્ટી બાગની બહાર ગયા પહેલાં થોડી વાર સુધી ઊભો રહ્યો; તે ઘણો નિરાશ થયો; તે મિસ મેબલને મળવાને ઘણો આતુર હતો. તેની ખાતરી થઇ કે રસ્તો ઘણો લાંબો છે, અને કદાચ હું એ છોકરાંને ફરીથી જોઇશ નહીં.

તે ધૂળમય રસ્તાપર ધીમે ધીમે ચાલ્યો; આ વખતે તેને લાગ્યું કે હું ઘણો નિરાધાર, એકલવાયો છોકરો છું. મારી મા મરણ પામી છે ટ્રીશેઠ મને છોડી જતો રહ્યો છે! અને મેબલની મા પણ મરણ પામી છે! વળી છોકરાં પણ ફ્રાન્સમાં ગયાં છે! અને મને ખુશ કરવાને કે દિલાસો આપવાને કોઇ રહ્યું નથી; તડકાથી તપેલા આ રસ્તા ઉપર ક્રિસ્ટી થાકી ગયો, અને વાજું લઇ ધીમેધીમે ચાલ્યો. વાજું ઊંચકવાની તેનામાં હિમ્મત હતી નહીં, તે ઘણોજ થાકી ગયો હતો, પણ ક્યાં જઇને આરામ લેવો તેની તેને સૂઝ પડી નહીં. મારૂં પોતાનું ઘર છે એમ કહેવાને તેની પાસે પેલું નાનું કાતરિયું પણ હતું નહીં. પણ રસ્તાની ફરસબંધી ઘણી તપી ગઇ હતી, અને સૂર્ય ઘણો ગરમ હતો, તેથી ક્રિસ્ટી-

એ તેની ઉદાસીભરેલી જગ્યાએ જઇ ઉતારાની મોટી કોટડીના એક શાંત ખુણામાં આરામ લેવાનું નક્કી કર્યું.

પણ જ્યારે તેણે બારણું ઉઘાડયું ત્યારે ધૂળનો ગોટો તેનાપર પડયો: અને ઘરધણીઆણીએ કહ્યું, "છોકરા, તું હમણા અહીંથી જા, દિવસના આ ભાગમાં આમતેમ ફરીને તારે વખત ગુમાવવો નહીં." તેથી ક્રિસ્ટી પાછો ફર્યો, તેનું મન ઘણું દુઃખાયું અને તે ઘણો ખિન્ન થયો; એક શાંત રસ્તાપર જ્યા દીવાલનો પડછાયો ફરસબંધીપર પડતો હતો ત્યાં છાયામાં આરામ લેવાને ક્રિસ્ટી બેઠો.

ક્રિસ્ટીને હમણા ઘણો તાવ ભરાયો હતો, તથા તે થાકી ગયો હતો, અને વારંવાર ધ્રૂજવા લાગ્યો, તેને ઘડીએ ઘડીએ તડકામાં જવું પડતું. તેનું માથું ઘણું દુઃખતું હતું, તેથી તે ઘણો ગભરાઈ ગયો હતો, અને બેચેન થયો હતો. તેને શું થયું છે તેની તેને સૂઝ પડી નહીં; કોઇકોઇ વાર તે ઊભો થતો, અને થોડી વાર સુધી વાજું વગાડવાનો પ્રયત્ન કરતો; પણ તે ઘણો માંદો પડયો હતો, અને તેને ચક્કર આવતાં હતાં, તેથી તેણે વાજું વગાડવું બંધ રાખ્યું, અને સૂર્ય અસ્ત પામ્યો ત્યાં સુધી વાજાને નજીક મૂકીને દીવાલની નીચે શાંત થઇ સૂઇ ગયો. પછી વાજાને ખાંધપર ચડાવીને ઘર તરફ તે ધીમે ધીમે ગયો; ઘરધણીઆણી ઘરમાં સાફસૂફ કરી રહી હતી, અને ઉતારૂઓને માટે ભોજન તૈયાર કરતી હતી. જ્યારે ક્રિસ્ટી ઘરમાં આવ્યો ત્યારે તેણે તેને કકડો રોટલો આપ્યો, પણ તેનાથી ખવાયો નહીં. ઓરડીના દૂરના ખુણામાં એક પાટલીપર વાજાને દીવાલ સાથે મૂકી તે ઉંઘી ગયો.

જ્યારે તે જાગ્યો, ત્યારે તે ઓરડી માણસોથી ભરેલી હતી; ઉતારૂઓ વાળુ કરતા હતા, અને માંહોમાંહે વાતો

ફરી મોટેથી હસતા હતા. જ્યારે ક્રિસ્ટી શાંત થઇ ખુણામાં પડી રહ્યો, ત્યારે તેઓએ તેની કંઇ સંભાળ લીધી નહીં. તેને ફરીથી ઉંઘ આવી નહીં, કેમકે તે જગ્યાએ ઘોંઘાટ થતો હતો, અને ઘણા દુષ્ટ શબ્દ તથા મજાક સાંભળી તેને કંપારી આવતી હતી.

તેનું માથું ઘણું દુઃખતું હતું, અને તે ઘણો માંદો હતો; તેની આખી જીંદગીમાં તે આટલો માંદો પડ્યોજ નહોતો. ઉતારાના ઘરના માણસોના જૂઠા સમ અને દુષ્ટ શબ્દથી ઘણે દૂર પડી રહેવાને જો તેને એક શાંત જગ્યા મળે, તો તે કેટલો આભારી થાય! પછી "ઘર, સુખાકારી ઘર" માં ગયલા ઘરડા ટ્રૂફીવિષે તે વિચાર કરવા લાગ્યો; તેનો વહાલો શેઠ કેવી જૂદી જગ્યાએ હતો!

ક્રિસ્ટી પોતાના મનમાં બોલ્યો, "ઘર જેવી કોઇ બીજી જગ્યા નથી; ઘર જેવી કોઇ બીજી જગ્યા નથી; અરે! 'ઘર, સુખાકારી ઘર' થી હું કેટલો દૂર છું!"

---

## પ્રકરણ ૧૨ મું.

## ક્રિસ્ટીની સારી રીતે સંભાળ લેવામાં આવી.

બીજે દિવસે સવારમાં જ્યારે ઘરધણીઆણી ઉતારૂ વાસ્તે નાસતો તૈયાર કરતી હતી, ત્યારે એક જણે તેને પૂછ્યું, "આ નાના છોકરાને શું થયું છે? એને તાવ આવ્યો છે, અથવા તો કોઈ પણ જાતના દરદથી એ પીડાય છે, કેમકે ગઇ રાતે તે બકતો હતો. મારા દાંતમાં દરદ થતું હતું, તેથી ગઈ રાતે મને ઉંઘ આવી નહોતી; એ છોકરાએ આખી રાત બક્યા કર્યું હતું."

બીજા માણસે પૂછ્યું, "તે શા વિષે બકતો હતો?"

પેલા માણસે કહ્યું, "અરે! સુંદર શહેર, મરણક્રિયા,

અને સ્નોડ્રોપ્સનાં ફૂલ વગેરે નજીવી વસ્તુ વિષે તે બકતો હતો; વળી એક વખત બેઠો થઈ તે ગાવા મંડી ગયો હતો; તમે તેને સાંભળ્યો નહીં એ ઘણી આશ્ચર્યની વાત છે."

બીજા માણસે કહ્યું, "હું ગઇ રાતે ઘણો થાકી ગયો હતો તેથી ઘણા ઘોંઘાટ સિવાય મારાથી જગાય એમ નહોતું; વારૂં, તેણે શા વિષે ગાયું હતું ?"

પેલા માણસે કહ્યું " અરે ! તેના વાજામાંથી નિકળતા એક સૂર વિષે તે બકતો હતો. તે વારંવાર એ સૂર સાંભળે છે તેથી તેના મનમાંથી એ સૂર ખસતો નથી. હું ધારૂં છું કે તેણે ગઇ રાતે 'ઘર, સુખાકારી ઘર' વિષે ગાયું હતું;" પછી તે માણસ તેને કામે ગયો.

એક બીજો માણસ બોલ્યો, " મિસિસ ઉવાઇટ, જો એ છોકરાને તાવ આવતો હોય, તો તમે એને જેમ બને તેમ જલદીથી વદાય કરો તો બહુ સારૂં; આપણે બધાને તાવ આવે એ વાત તો ઠીક નહીં."

જ્યારે સઘળા માણસો પોતપોતાને કામે ગયા, ત્યારે ક્રિસ્ટી ખરેખરો માંદો છે કે નહીં તે જાણવાને ઘરધણીઆણી તેની પાસે ગઇ. તેણે ક્રિસ્ટીને જગાડવાનો પ્રયત્ન કર્યો, પણ તેણે ઘરધણીઆણીની સામે જોયા કર્યું, અને તેની સાથે કંઇ ઓળખાણ નથી એમ બતાવ્યું. તે તેને દાદર નીચેની એક અંધારી કોટડી જ્યાં પેટીઓ તથા કચરો ભરવામાં આવતો હતો, ત્યાં ઘણા બળથી ઊંચકી ગઈ; ઘરધણીઆણી તેને આવી માઠી સ્થિતિમાં રસ્તા ઉપર મૂકી દે એવી કૃપાહિણ હતી નહીં; તેણે તેને જમીનપર પથારી કરી આપી, તથા તેને પીવાનું પાણી આપ્યું, પછી તે તેને છોડી પોતાનું કામ કરવા ગઇ. સાંજરે તે મોહોલ્લાના વૈદને તેડી લાવી, અને તેને કહ્યું કે એ છોકરાને તાવ આવે છે.

ક્રિસ્ટી મરી જશે એમ ઘણા દિવસ સુધી દેખાયું. તેની આસપાસ શું બનતું હતું તે વિષે તે તદ્દન અજાણ્યો હતો; ઘરધણીઆણી તેની પાસે આવજાવ કરતી, પણ ક્રિસ્ટીને તે વાતની ખબર નહોતી. ક્રિસ્ટીની પાસે આવનાર તે એકલીજ હતી, તેને ઘણું કામ કરવાનું હતુ તેથી તેનાથી ક્રિસ્ટીની ઘણી સંભાળ લેવાઇ નહીં. "ઘર, સુખાકારી ઘર" વિષે તે આટલો બકવા કેમ કરેછે તે વિષે તે ઘણું આશ્ચર્ય પામતી હતી; તેના વિચારમાં આ વિચાર મુખ્ય હતો. તેના તાવના ચાળામાં પણ તેજસ્વી શહેર માટે તે ઘણો આતુર હતો.

પણ થોડા વખત પછી ક્રિસ્ટી સાજો થવા લાગ્યો; તેને ભાન આવ્યું, અને તાવ ધીમે ધીમે જતો રહ્યો; પણ તે એટલો નબળો થઇ ગયો હતો કે તેનાથી પથારીમાં પાસું સરખું ફેરવાતું નહીં; તે માત્ર ધીમે ધીમે બોલી શકતો. અરે! તેને આ દિવસો કેટલા લાંબા અને કંટાળાભરેલા લાગ્યા હશે! મિસિસ ઉવાઇટ તેની ચાકરી કરવાથી કંટાળી ગઇ અને ક્રિસ્ટી ઘણા વખત સુધી કોઇ પણ માણસને જોયા વગર પડી રહ્યો.

આ કોટડીમાં ઘણું અંધારૂં પડતું હતું, અને બહારની ચાલમાંથી થોડું અજવાળું અંદર પડતું હતું. ક્રિસ્ટી આસમાની આકાશને જરાએ જોઇ શકતો નહોતો; તે આ દુનિયામાં એકલો પડયો હતો. આખો દિવસ છોકરાંના ઘોંઘાટ સિવાય બીજા કશાનો અવાજ તેને કાને પડતો નહોતો; સાંજના તે ઉતારાની મોટી કોટડીમાં માણુસોનો અવાજ સાંભળતો હતો. રાતે ઘણા વખત સુધી તે જાગતો પડી રહેતો, અને દાદર ઉપરના ઘડીઆળના ટકોરા સાંભળીને તે કલાકના કલાક સુધી ગણ્યા કરતો. સવારે કોટડીમાં તે ઝાખું અજવાળું

જોઇ શકતો હતો, તથા પોતાને કામે જતા લોકનાં પગલાં સાંભળી શકતો હતો.

કોઇ માંણુસ ક્રિસ્ટીને જોવા આવ્યું નહીં. જ્યારે ઉિવલ્સટન સાહેબે મને "મિશનરૂમ"માં જોયો નહીં, ત્યારે તેણે મારે વિષે પૂછપરછ કેમ કરી નહીં એવા વિચારથી તે ઘણો વિસ્મય પામ્યો. અરે! પાદરીને જોઇને તે કેટલો ખુશી થાત! દિવસો આ પ્રમાણે વહી ગયા, પણ ક્રિસ્ટીની ખબર લેવા કોઇ આવ્યું નહીં; અને તે વધારે વધારે વિસ્મય પામ્યો. એક દિવસે તેણે મિસિસ ઉવાઇટને પાદરીને તેડી લાવવા સારૂ કહ્યું, પણ મિસિસ ઉવાઇટે કહ્યું, "છોકરા, મારાથી એટલે દૂર જઇ શકાય એમ નથી."

જો ઈશુ ખ્રિસ્ત નાના ક્રિસ્ટીનો મિત્ર ન હોત તો તે આ માઠી અવસ્થામાં એકલો અને સૂનો પડી ઘણો ખિન્ન થાત. અગરજો તેની આસ્થા કોઇ કોઇ વખત ઘણી નબળી પડતી હતી, અને પછી તે ઘણો નિરાશ થતો હતો, તોપણુ કેટલીક વખત તે મિત્ર માફક પ્રભુ ઈશુ સાથે વાત કરતો, અને એ પ્રમાણે દિલાસો પામતો હતો; અને "તું ગભરાઇશ મા"એ શબ્દ પાદરીએ ઘરડા ટ્રેરીને વાંચી સંભળાવ્યા હતા, અને તેના ભણકારા ક્રિસ્ટીના કાનપર થતા હતા.

હજુ દિવસો તેને ઘણા લાંબા અને કંટાળાભરેલા લાગતા હતા. આખરે તે પથારીમાં બેસી શકતો, પણ જ્યારે તે આમ તેમ હાલતો, ત્યારે તેને તમ્મર આવતાં; કેમકે તેને ઘણો સખત તાવ આવી ગયો હતો, અને શક્તિ આવે એવા પુષ્ટિકારક ખોરકની તેને જરૂર હતી. પણ આ મા વગરના છોકરાની તંગી પૂરી પાડનાર કોઇ હતું નહીં. વહાલા પ્રભુ સિવાય કોઇ બીજુ તેની તંગી પૂરી પાડનાર હતું નહીં, તેણે તેને વિસારી દીધો નહોતો.

એક દિવસે પાછલા પહોરે તાપ ઘણો પડતો હતો અને વાયરો ખાવાને ક્રિસ્ટી ઘણો આતુર હતો; તે ઘણો થાકી ગયો હતો, તેનામાં બિલકુલ હામ નહોતી; આ વખતે તેણે મોઢેથી કહ્યું, "વહાલા પ્રભુ, કૃપા કરીને મારી ખબર લેવાને કોઇએક માણસ મોકલ."

ક્રિસ્ટી આ શબ્દ બોલ્યો કે તરતજ કોટડીનું બારણું ઉઘડ્યું, અને પાદરી સાહેબ અંદર આવ્યો. આથી ક્રિસ્ટી ઘણો આનંદ પામ્યો, અને તેણે આનંદમાં પોતાના હાથ પાદરી તરફ લાંબા કર્યા, અને પછી તેની આંખમાંથી આંસુની ધાર ચાલી.

પાદરીએ કહ્યું, "ક્રિસ્ટી, મને જોઇને શા વાસ્તે ખુશી થતો નથી?"

ક્રિસ્ટીએ કહ્યું, "અરે, હું ધારતો હતો કે તમે કદી આવશો નહીં, અને સ્વર્ગ ઘણું દૂર છે એમ મને લાગતું હતું! અરે, તમને જોઇને હું ઘણો ખુશી થયો છું!"

પછી પાદરીએ કહ્યું, "ક્રિસ્ટી, હું ઘેર હતો નહીં, અને મારી જગ્યાએ એક બીજો પાદરી ઉપદેશ કરતો હતો; પણ મારા પાછા આવ્યાપછી મેં 'મિશન રૂમ'માં ગઇ રાતે પહેલીજ વખત ઉપદેશ કર્યો હતો, અને મેં તને અગાડીની પાટલી પર જોયો નહીં. જ્યારે મેં 'મિશન રૂમ' સાફ કરનાર બાઇને પૂછ્યું ત્યારે તેણે મને કહ્યું, "તમારા ગયા પછી ક્રિસ્ટી આવ્યોજ નથી." તને શુ થયું હશે તે વિષે હું વિસ્મય પામ્યો અને એ વાત સાંભળતાં વારનેજ હું તારી પાસે આવ્યો છું."

તેણે કહ્યું, "ક્રિસ્ટી, હવે તું મને એ લાંબા, કંટાળાભરેલા દિવસ વિષે કહી સંભળાવ."

પણ ક્રિસ્ટી એટલો તો આનંદ પામ્યો હતો અને

એટલો તો ખુશી થયો હતો કે તેને ગઇ ગુજરી વાત એક લાંબા અને કંટાળાભરેલા સ્વપ્ન જેવી લાગી; તે હમણા જાગૃત થયો હતો, અને તેની દિલગીરી તથા એકલાપણું તે વિસરી ગયો હતો. પાદરીએ અને ક્રિસ્ટીએ ઘણા આનંદથી વાતો કરી, અને પછી ઉિવલટન સાહેબે કહ્યું, "ક્રિસ્ટી, મને તારે વિષે એક પત્ર મળ્યો છે, અને હું તે તારી આગળ વાંચીશ."

એ કાગળ પાદરીના મિત્ર મિસ મેબલના બાપ તરફથી આવ્યો હતો.

"મારા વહાલા મિસ્ટર ઉિવલટન.

"પર્સી રસ્તા ઉપર આવેલા આઇવી નામના વાડાના એક ઉતારાના ઘરમાં ક્રિસ્ટી નામનો એક છોકરો (તેની અટક શું છે તે હું જાણતો નથી) રહે છે. તે એક ઘરડા વાજાવાળા સાથે પહેલાં રહેતો હતો, પણ તે ઘરડો માણસ થોડાક અઠવાડિયા ઉપર ગુજરી ગયો હશે એવું મારા માનવામાં આવે છે. મારી વહાલી સ્ત્રી આ છોકરાને બહુ ચહાતી હતી, અને મારી નાની છોકરી મેબલ એને વિષે વારંવાર વાત કરે છે. હું ધારૂં છું કે એ છોકરો ઘણી નિરાધાર સ્થિતિમાં હશે, અને એને શોધી કાઢી એની સાથે માની માફક વર્ત્તે એવા કોઇ આબરૂદાર માણસ સાથે એ રહે એવી ગોઠવણ તમે કરશો તો હું તમારો ઘણો ઉપકાર માનીશ. એના હાલના ખરચને માટે મેં આ પત્ર સાથે એક ચેક બીડી છે. એક બે વર્ષ એને નિશાળે મોકલવાની મારી ઇચ્છા છે, પછી જો ઇશુ ખ્રિસ્તની સેવા કરવાની એની મરજી હોય, તો તમારા પાડોશના સૌથી ઉતરતી પંકિતના લોકોમાં ધર્મપુસ્તક વાંચવાના કામમાં એને રાખવો. એવી મારી ધારણા છે. હું ધારૂં છું કે મારી સ્ત્રીને એને વિષે જે જે

આકાંક્ષા હતી તે સઘળી પૂર્ણ કરવા કરતાં, કોઇબીજી રીતે તેની યાદી હમેશ કાયમ રહી શકશે નહીં. જો મારી સ્ત્રીની જીંદગી બચી હોત, તો તે જે જે આ છોકરાને માટે કરત, તે સઘળું કરવા સારૂ પૈસા ખરચવામાં, તેમજ મેહેનત લેવામાં હું કંઇ બાકી રાખીશ નહીં.

" આ કામને સારૂ મેં તમને જે તસ્દી આપી છે તેને માટે કૃપા કરી માફ કરજો; કદાચ એ છોકરાને હું વિસરી જાઉં માટે તમે અમારા આવ્યા સુધી આ વાતને મુલતવી રાખશો નહીં. જે ઉદાસીભરેલા કાતરિયામાં ક્રિસ્ટી અને ટ્રેફી રહેતા હતા તે જગ્યાની છેલ્લી મુલાકાત મારી સ્ત્રીએ તેના મંદવાડ પહેલાં લીધી હતી; અને મને લાગે છે કે મારી સ્ત્રીની ખાતર તેમજ જે પ્રભુએ ' હું તમને ખચિત કહું છું કે, આ મારા ભાઇ-ઓમાંના બહુ નાનાઓમાંથી એકને તમે તે કીધું એટલે મને કીધું, ' એમ કહ્યું છે તેની ખાતર મારે આ કામ કરવું એ મારી પવિત્ર ફરજ છે.

" મારૂં માનજો, મિસ્ટર ઉિવલટન.

" તમારો દિલોજાન મિત્ર જર્લ્ડ લિંડિસે. "

પાદરીએ કહ્યું, "ક્રિસ્ટી, વહાલા પ્રભુએ તારાપર ઘણી કૃપા કરી છે. "

નાના ક્રિસ્ટીએ કહ્યું, " ઘરડા ટ્રેફીની વાત ખરી છે, સાહેબ, નહીં વારૂં ? "

પાદરીએ પૂછ્યું, " ટ્રેફીએ શું કહ્યું હતું ? "

ક્રિસ્ટીએ કહ્યું, "સાહેબ, તેણે કહ્યું હતું કે પ્રભુને મારી પાસે કંઇ કામ કરાવવાનું છે, અને હું ધારતો નહોતો કે મારાથી કંઇ પણ બની શકશે, પણ છેવટે પ્રભુ મને તે જણાવે છે. "

પાદરીએ મોં મલકાવીને કહ્યું, " ખરી વાત, ક્રિસ્ટી, આપણે તેનો પાડ માનીશું ?"

પછી તે ક્રિસ્ટીની પથારી પાસે ઘુંટણીએ પડયો અને ક્રિસ્ટીએ પોતાના બે હાથ જોડી ઇશ્વરની પ્રાર્થના કરીઃ—

" ઓ ઇશુ, તે મને તારે માટે કાંઇ કામ કરવાનું બતાવ્યું, તેથી હું તારો ઘણો પાડ માનું છું ! અને હું તારા પર પ્રેમ કરૂં છું તે બતાવવાને થોડું ઘણું કામ કરવા સારૂ હું સ્વર્ગના દરવાજાની બહાર રહીશ; આમેન."

જ્યારે પાદરી જવાને ઊભો થયો, ત્યારે તેણે કહ્યું, " ક્રિસ્ટી, તારે આ કામ ઘણા પ્રેમથી બજાવવું જોઇએ; અને જ્યારે કામ પૂરૂં થશે ત્યારે તને આરામ (સ્વર્ગ) મળશે. લાંબા વખત સુધી રાહ જોયા પછી તને ' ઘર, સુખાકારી ઘર ' મળશે."

ક્રિસ્ટીએ મોં મલકાવી કહ્યું, " ઘર જેવી કોઇ બીજી જગ્યા નથી, ઘર જેવી કોઇ બીજી જગ્યા નથી."

---

## પ્રકરણ ૧૩ મું.

### પ્રભુ માટે ક્રિસ્ટીનું કામ.

જ્યારે ક્રિસ્ટી અને ટ્રેપી આઇવીકોર્ટમાં રહેતા હતા ત્યારે ત્યાંની હવા જેવી ધાડી અને રૂંધાયલી હતી તેવી ધાડી અને રૂંધાયલી હવા ત્યાં ઘણા વરસ પછી ઉનાળાના એક ગરમ દિવસે હતી. પહેલાં જેમ છોકરાંઓ ટોળાબંધ રમતાં હતાં, કકલાટ કરતાં હતાં અને માંહોમાંહે લડતાં જોવામાં આવતાં હતાં તેમ હમણા પણ જોવામાં આવતાં હતાં. હવા ધૂળ તથા ધુમાડાથી ભરેલી હતી, અને આઇવીકોર્ટ અગાઉની પેઠે હમણા પણ સૂની દેખાતી હતી; તે જગ્યા હજુ ઘણી ઉદાસીભરેલી તથા ઉજડ હતી.

જ્યારે ક્રિસ્ટી આ ગરમ દિવસે આઇવીકોર્ટમાં આવ્યો ત્યારે તેના મનમાં આવા વિચાર ઉત્પન્ન થયા એ જગ્યા " ઘર, સુખાકારી ઘર " થી ઘણે દૂર હોય એમ તેને લાગ્યું, તોપણ ક્રિસ્ટી જે જે જગ્યાએ ધર્મપુસ્તક વાંચવા જતો, તે સઘળી જગ્યા કરતાં આઇવીકોર્ટ ઉપર તે ઘણો ભાવ રાખતો હતો; અને તેની મા મરીગયા પછી જે જગ્યાને તે તેનું ઘર કહેવાને શક્તિમાન હતો તે આ જૂનું કાતરિયું હતું. ક્રિસ્ટી તે જગ્યાને વિસરી ગયો નહોતો, આજે ક્રિસ્ટી એજ કાતરિયામાં જતો હતો. તે કોહોયલા દાદરે ચઢયો, અને ચઢતી વખતે જે રાતે તે આ દાદરે પહેલીજ વખતે ચઢયો હતો, અને વાજાને સાંભળવાને ટ્રેશીના બારણા આગળ ઘુંટણીએ પડયો હતો, તે રાતનો વખત તેને યાદ આવ્યો.

ઘરડા ટ્રેશીની છેલ્લી બક્ષીસથી ક્રિસ્ટી કોઇ દિવસ વખુટો પડયો નહોતો. એક અઠવાડિયું થયા તેણે વાજાનો હાથો ફેરવ્યો નહોતો, અને તેનો વહાલો સૂર સાંભળ્યો નહોતો; અને " ઘર, સુખાકારી ઘર " નો સૂર સાંભળ્યા પછી તે હરરોજ વાજાનો હાથો ફેરવવો બંધ રાખતો. જ્યારે મિસ મેબલ તેને મળવા આવતી, ત્યારે તેને તેના બાળપણના દિવસો યાદ આવતા, અને તે વાજું વગાડવાની ઇચ્છા બતાવતી. જ્યારે બન્ને જણુ ગયેલા દિવસો વિષે, ટ્રેશી વિષે તથા તેના વાજા વિષે વાત કરતાં, ત્યારે અગરજો ક્રિસ્ટી તેને મિસ મેબલ કહી બોલાવતો, તોપણ તે હમણા મિસ મેબલ હતી નહીં. વિલીઅર્સ નામના જે પાદરીના હાથ નીચે ક્રિસ્ટી કામ કરતો હતો તેની સાથે મેબલ પરણી હતી; અને તે આ જુવાન ધર્મપુસ્તક વાંચનાર પર બહુ ભાવ રાખતી હતી. ક્રિસ્ટીને સલાહ આપવાને તથા તેનાં દુ:ખમાં ભાગ ભરવાને તે હમેશાં તૈયાર રહેતી; ક્રિસ્ટી જે જે લોકને મળવા જતો તે લોક

વિષે તે તેને પૂછતી, અને કયા લોકને મિસિસ વિલીઅર્સની ઘણી જરૂર છે તે વિષે ક્રિસ્ટી તેને કહી સંભળાવતો. જ્યારે તેની ઘણી જરૂર પડતી ત્યારે તેમને મળવા જવાને તે હમેશાં તૈયાર રહેતી.

અને એવું બન્યું કે જ્યારે ક્રિસ્ટીએ જૂના કાતરિયાનું બારણું ઠોક્યું, ત્યારે મિસિસ વિલીઅર્સે જાતે બારણું ઉઘાડ્યું; તે અહીંઆં એક ગરીબ માંદી સ્ત્રીને મળવા આવી હતી. જ્યારે તેઓ બન્ને છોકરાં હતાં ત્યાર પછી તેઓ આ નાના કાતરિયામાં એકઠા મળ્યાં નહોતાં; અને જ્યારે ક્રિસ્ટી અંદર આવ્યો ત્યારે મિસિસ વિલીઅર્સે મોં મલકાવી કહ્યું, "જ્યારે આપણે અહીંઆં અગાઉ મળ્યાં હતાં તે વખત તને યાદ આવે છે કે?"

ક્રિસ્ટીએ કહ્યું, "હા, તે વખત મને સારી પેઠે યાદ છે; આપણે ચાર જણ હતાં; વળી આપણામાંના બે જણ જે સુંદર શહેર વિષે આપણે તે વખતે વાત કરતાં હતાં તે શહેરમાં ગયાં છે."

મેબલે આંખમાં આંસુ લાવી કહ્યું, "હા, તેઓ 'ઘર, સુખાકારી ઘર'માં આપણી રાહ જુએ છે."

જ્યારે ઘરડો ટ્રેફી જીવતો હતો, ત્યારે આ કાતરિયું જેવું ઉદાસીભરેલું હતું તેવુંજ તે હમણા પણ હતું. બારીની તકતીઓ લગભગ ભાંગી ગઇ હતી, અને તે સઘળી કાગળ અને ચિથરાંથી ભરેલી હતી પાટિયાંની જમીન કોહી ગઇ હતી, અને જ્યારે ક્રિસ્ટી દેવતાની સગડી પાસે ખુરશીપર બેઠેલી એક નિરાધાર સ્ત્રી પાસે ગયો, ત્યારે તેને લાગ્યું કે પાટિયાં હમણાજ ભાંગી ગયાં છે. તે બાઇ ખરેખર ઘણી માંદી અને દુખીઆરી હતી. તેની આસપાસ ચાર નાનાં છોકરાં રમતાં હતાં, અને તેઓ એટલો બધો

કકલાટ કરતાં હતાં કે જ્યારે તેમની માએ ક્રિસ્ટીને કહ્યું, "મને જરાએ ઠીક લાગતું નથી. અને હું ફરીથી સારી થઇશ નહીં," ત્યારે ક્રિસ્ટીથી તે શબ્દ સાંભળી શકાયા નહીં.

ક્રિસ્ટીએ કહ્યું, "મિસિસ વિલસન, જે કરવાનું મેં તમને કહ્યું હતું તે તમે કર્યું છે?"

મિસિસ વિલસને કહ્યું, "હા, સાહેબ, હું તે વાક્ય વારંવાર બોલી ગઇ, અને જેમ જેમ હું તે વાક્ય બોલું છું તેમ તેમ હું વધારે દુઃખી થાઉં છું."

મિસિસ વિલીઅમસે કહ્યું, "ક્રિસ્ટી, તે શું છે?"

ક્રિસ્ટીએ કહ્યું,"મેમ સાહેબ,એક ટુંકી પ્રાર્થના કરવાનું મેં એ બાઇને કહ્યું હતું:—'ઓ ઇશ્વર હું કેવો પાપી છું તે મને પવિત્ર આત્માથી બતાવ.'"

પેલી બાઈ દિલગીર થઈ બોલી, "હું ધારૂં છું કે પ્રભુએ મને તે બતાવ્યું છે; ગમે તેમ હોય તોપણ હું પાપી છું એ હું અગાડી જાણતી નહોતી; અને દરરોજ જ્યારે હું દેવતાની આ સગડી પાસે બેસું છું, ત્યારે હું એ સઘળાં વિષે વિચાર કરૂં છું, અને દરેક રાતે જ્યારે હું પથારીમાં જાગતી પડી રહું ત્યારે હું એ વિષે ફરી ફરીને વિચાર કરૂં છું."

ક્રિસ્ટીએ કહ્યું, "મિસિસ વિલસન, હું તમારે વાસ્તે એક બીજી પ્રાર્થના લાવ્યો છું, અને તમે તે પ્રાર્થના જલદીથી શીખી શકો તે માટે મેં તેને કાગળના એક કકડાપર લખી-રાખી છે:—'ઓ દેવ, પ્રભુ ઇશુ ખ્રિસ્ત કોણ છે તે મને બતાવવાને તારો પવિત્ર આત્મા આપ.' પ્રભુએ તમારી પહેલી પ્રાર્થના સાંભળી હતી, અને તેનો જવાબ આપ્યો હતો, માટે તમે ખાતરીથી જાણજો કે તે આ પ્રાર્થના પણ સાંભળશે; અને જો તે તમને ઇશુ ખ્રિસ્ત કોણ છે એટલું માત્ર બતાવશે તો મારી ખાતરી છે કે તમે સુખી થશો, કેમકે

ઇશુ તમારાં પાપ માફ કરશે અને પાપનો બોજો ઉતારી લેશે."

તે ગરીબ સ્ત્રીએ આ પ્રાર્થના કેટલીક વખત વાંચી અને પછી મિસિસ વિલીઅર્સે પોતાના ગજવામાંથી એક પુસ્તક કાઢ્યું; એ ધર્મપુસ્તક ઘણું વપરાયલું હતું. પહેલાં તે વાદળી રંગનું હતું પણ હમેશાં વપરાયાથી તેનો રંગ ઘસાઇ ગયો હતો, અને તેની ઢોળ ચઢાવેલી કોર હમણા ચળકતી નહોતી. આ ધર્મપુસ્તક એક જૂના કાતરિયામાં પહેલુંજ વાચવામા આવ્યું નહોતું, પણ પંદર વર્ષ ઉપર મેબલની માએ એ પુસ્તક ઘરડા ટ્રેરીની આગળ વાંચ્યું હતું. મેબલ આ પુસ્તકને કેટલી બધી ચહાતી હતી ! આ ચોપડીમાં ઘણે ઠેકાણે કેટલાંક સારાં સારાં વાક્યની સામે મેબલની માએ સીસાપેનથી નિશાની કરી હતી; અને એ વાક્ય જ્યાં સુધી મેબલને પ્રિય લાગ્યાં, ત્યાં સુધી તેણે તે વારંવાર વાંચ્યા કર્યાં. આમાંનું એક વાક્ય મેબલે આજે આ ગરીબ સ્ત્રીની આગળ વાંચ્યું:—'તેના પુત્ર ઇશુનું લોહી આપણને સઘળાં પાપથી શુદ્ધ કરેછે'" અને પછી મિસિસ વિલીઅર્સે જે માણસ ઇશુ ખ્રિસ્ત પાસે જાયછે તેને મોક્ષ આપવાને તે તૈયાર કરેછે, તથા તેનું લોહી પાપ નિવારણ કરવાને બસ છે એ વિષે તેને સમજાવ્યું.

પેલી માંદી સ્ત્રીએ આતુરતાથી સાંભળ્યું, અને ક્રિસ્ટીની આંખમાં આંસુ આવ્યાં, ને તેણે કહ્યું, " મિસિસ વિલીઅર્સ, હું બીજા કરતાં આ વાકયને વધારે ચાહું છું. 'મિશન રૂમ'માં જ્યારે હું બીજી વખત ગયો હતો, ત્યારે ક્વિલટન સાહેબે એ વિષે ઉપદેશ કર્યો હતો, અને જ્યારે મેં તે વાક્ય સાંભળ્યું, ત્યારે તે ગાઇને હું ઘણો આનંદ પામતો હોઉં એમ મને લાગ્યું; મારા ઘરડા શેઠને એ વાક્ય કહી સંભળા-

વવાને હું આ દાદરપર ઘણી જલદીથી ચઢયો હતો તે મને સારી રીતે યાદ છે. "

મિસિસ વિલીઅર્સે કહ્યું, " ક્રિસ્ટી, તને એ વાકય ખરૂં માલમ પડયું? "

ક્રિસ્ટીએ કહ્યું, "હા, મેમ સાહેબ, ખરેખર, તે વાકય મને વાસ્તવિક માલમ પડયું અને ટ્રેપીને પણ તે વાકય ખરૂં માલમ પડયું હતું. "

પછી મિસિસ વિલીઅર્સે અને ક્રિસ્ટીએ રજા લીધી; પણ જ્યારે તેઓ ઉભા દાદરે થઇ નીચે ઉતરતાં હતાં, ત્યારે ક્રિસ્ટીએ કહ્યું, " મિસિસ વિલીઅર્સ, થોડી મિનિટ સુધી મિસિસ ઉવાઇટને મળવાની તમને ફુરસદ મળશે? તે તમને જોઇને બહુ ખુશી થશે, અને મારા ધાર્યા પ્રમાણે તે લાંબા વખત સુધી જીવશે નહીં. "

મિસિસ વિલીઅર્સે તેને મળવા જવાનું ખુશીથી કબૂલ કર્યું; અને ક્રિસ્ટીએ દાદર નીચેની કોટડીનું બારણું ઠોકયું; એક જુવાન સ્ત્રીએ બારણું ઉઘાડયું અને તે બન્ને જણ અંદર ગયાં.

મિસિસ ઉવાઇટ કોટડીના ખુણામાં બિછાના પર સૂતેલી હતી, અને તે ઉંઘતી હોય એમ દેખાયું; પણ તેણે તરતજ પોતાની આંખ ઉઘાડી અને ક્રિસ્ટીને જોઇ ઘણી ખુશી થઇ, અને હાથ લાંબા કરી તેણે ક્રિસ્ટીને આવકાર દીધો. તે હમણા ઘણી ઘરડી થઇ હતી, અને કેટલાંક વર્ષ થયાં ઉતારૂઓને રાખવાનું કામ બંધ કરવામાં આવ્યું હતું.

તેણે કહ્યું, "અરે, ક્રિસ્ટી, તમે આવ્યાં ત્યાં સુધી હું કલાક ગણુતી હતી; તમને જોઇ હું ઘણી ખુશી થાઉં છું."

ક્રિસ્ટીએ કહ્યું, " મિસિસ ઉવાઇટ, મિસિસ વિલીઅર્સ તમને મળવા આવ્યાં છે. "

તે ઘરડી સ્ત્રીએ કહ્યું, "મિસિસ વિલીઅર્સ તમે આજે બહુ કૃપા કરી છે, ક્રિસ્ટી કહેતો હતો કે તમે કોઇએક દિવસ મળવા આવશો."

મિસિસ વિલીઅર્સે કહ્યું, "તમે ક્રિસ્ટીને ઘણાં વર્ષ થયાં ઓળખો છો, નહીં વારૂ ?"

પેલી ઘરડી સ્ત્રીએ કહ્યું ,"ખરી વાત, એ પહેલાં ફાટાં-તૂટાં લૂગડાં પહેરી ધ્રૂજતો ધ્રૂજતો મારી પાસે આવ્યો હતો; અને મને એનું મોં જોવું ગમતુ હતું, કેમકે અહીંઆં જે લોક આવતા હતા તેમાં એ ઘણો શાંત હતો અને જ્યારે એ હમેશ કરતાં વધારે ભૂખ્યો જણાતો ત્યારે હું કોઈ કોઇ વાર કકડો રોટલો આપતી હતી."

ક્રિસ્ટીએ કહ્યું, "હા, મિસિસ ઉવાઇટ, તમે મારાપર ઘણી વખત કૃપા કરી હતી."

મિસિસ ઉવાઇટે કહ્યું ,"અરે ક્રિસ્ટી, મેં તારા પર જોઇએ તેટલી કૃપા કરી નહોતી; મેં તો તને ઉતારૂઓનાં ભાણાંમાં છાંડેલા રોટલાના કટકા આપ્યા હતા; અને વળી તે ઘણા થોડા હતા; પણ તું તો જીવનના રોટલારૂપી પ્રભુનું કહેણુ મારે માટે લાવ્યો છેઃ એ ભાણાંમાં વધેલા રોટલાના કટકા નથી, પણ મારે માટે જોઈએ તેટલા છે, વળી તે કરતાં વધારે છે."

મિસિસ વિલીઅર્સે કહ્યું, "અરે, ક્રિસ્ટી, હું આ સાંભળી બહુ ખુશી થાઉં છું; વહાલા પ્રભુએ તારાપર ઘણી કૃપા કરી છે; તારી મહેનત નિષ્ફળ ગઇ નથી."

પેલી ઘરડી સ્ત્રીએ કહ્યું, "નિષ્ફળ જાય! એની મહેનત નિષ્ફળ જાયજ નહીં. મિસિસ વિલીઅર્સ, તમે અને તમારા પિતાએ ક્રિસ્ટી સારૂ જે જે કર્યું છે, તેને માટે ઘણા લોક સ્વર્ગવાસી દેવનો આભાર માનશે; અને હું તો બધા

કરતાં વધારે દેવનો પાડ માનીશ. ક્રિસ્ટીએ મારી પાસે આવી ધર્મપુસ્તક વાંચ્યુ તે પહેલાં હું બહુ અજ્ઞાન હતી, અને હમણા હું જાણું છું કે મારાં પાપ માફ થયાં છે, અને પ્રભુ મને જલદીથી સ્વર્ગમાં લઇ લેશે. અરે ! વહાલા પ્રભુ ! જ્યારે હું સ્વર્ગમાં આવીશ, ત્યારે કેવું સારૂં થશે !

'ઉભો શ્વેત વસ્ત્રે તુજ ધામ,
એ ચિને' મોક્ષ તુજ મુકામ;
રહિત કલંક રહું નિર્દોષ,
સહીસલામત કેરો કોષ."

મિસિસ વિલીઅર્સે કહ્યું, "ક્રિસ્ટી, મિસિસ ઉવાઇટ આ સ્તોત્ર જાણેછે તે તો મેં હમણા જાણ્યું."

ક્રિસ્ટીએ કહ્યું, "હા, ઘણા વખત ઉપર મેં એમને એ સ્તોત્ર શીખવ્યું હતું, અને એ ઘરડા ટ્રેશીની માફક આ સ્તોત્રને ઘણા પ્રેમથી ગાય છે."

થોડીક વાત કર્યા પછી મિસિસ વિલીઅર્સે રજા લીધી, અને ક્રિસ્ટી બીજી જગાએ લોકોની મુલાકાત કરવા ગયો. ઉનાળાના આ લાંબા દિવસે ક્રિસ્ટીએ બહુ મહેનત કરી; તે અંધારે દાદર પર ચઢતો, ભોંયરામાં ઉતરતો અને લોકોથી ભરેલા ઉતારાના ઘરની મુલાકાત કરતો; અને જ્યાં જ્યાં તે ગયો ત્યાં ત્યાં તેણે જીવનના ઇશ્વરોક્ત શાસ્ત્રનાં બીજ રોપ્યાં, એટલે કે તેણે ધર્મપુસ્તકના શબ્દ લોકોને કહી સંભળાવ્યા અને દરેકના મનપર તેના ઉપદેશની અસર થઇ.

ક્રિસ્ટીને દરેક માણસની જરૂર વાસ્તે સુવચન અને દરેક આત્માને સારૂ ઇશ્વરસમાચાર આ ધર્મપુસ્તકમાંથી જડયાં. પાપીને શાંતિ મળતી હતી, દિલગીર માણસને દિલાસો મળતો હતો, થાકી ગયલા માણસને આરામ મળતો હતો, ગભરાવલા માણસને સલાહ મળતી હતી અને

મરતા માણસની આશા અમર થતી હતી. ક્રિસ્ટી જે લોકને મળે તેમને તે યોગ્ય શબ્દ ઇશ્વરના પવિત્ર આત્માની મદદે કહી શકે તેમાટે બહાર જતાં પહેલાં તે હમેશાં પ્રાર્થના કરતો. જ્યારે ક્રિસ્ટી લોકોના ઘરનાં બારણાં ઠોકતો ત્યારે તે ખરા દિલથી આ પ્રમાણે પ્રાર્થના કરતોઃ " હે પ્રભુ, તું સઘળાનાં અંતઃકરણ જાણે છે, તું મને તારૂં કામ કરવાની તક આપ, અને તે તકનો ઉપયોગ કરવાને તું મને મદદ કર; અને યોગ્ય શબ્દ કેવી રીતે કહેવો તે મને બતાવ."

અને ઇશ્વરે ક્રિસ્ટીને આશિર્વાદ દીધો, એ વાત કંઇ અજાએબ જેવી કહેવાય નહીં. જ્યાં જ્યાં ક્રિસ્ટી જતો, ત્યાં ત્યાં તેને સારાં કામ કરવાની તક મળતી એટલુંજ નહીં, પણ તે તકનો સૌથી સારો ઉપયોગ કરતો, એ વાત પણ કંઇ અજાએબ જેવી કહેવાય નહીં. જ્યારે લોકો માંદા પડતા ત્યારે તેઓ ધર્મપુસ્તક વાંચવાને તથા પ્રાર્થના કરવાને આ જુવાન ધર્મપુસ્તક વાંચનારને તેડાવતા,એ વાત પણ કંઇ નવાઇ જેવી નથી. નાનાં છોકરાં ક્રિસ્ટીને ચહાતાં હતાં, અથવા તેમની ગરીબ થાકી ગએલી માઓ ધર્મપુસ્તકના શબ્દથી દિલાસો પામવાને થોડી મિનિટ સુધી ખુશીથી બેસતી, એ વાત પણ કંઇ અજાએબજેવી કહેવાય નહીં. પ્રભુને માટે તથા તેનું કહેણુ સ્વીકારવાને જે લોક તૈયાર હતા તેમને માટે ક્રિસ્ટીને આખો દિવસ કામ મળતું હતું, તે વાતમાં કંઇ નવાઇ નથી. જ્યારે રાતે તે ઘેર આવતો ત્યારે તે ઘણું કરીને થાકી જતો, પણ તેની તે દરકાર કરતો નહીં, કેમકે દેવને પોતાનો પ્રેમ બતાવવાને ટ્રેફી ફકત એકજ અઠવાડિયું જીવ્યો હતો, તેમાટે તેને તેના મરણ પહેલાં થોડા દિવસ પર જે દિલગીરી થઇ હતી તે ક્રિસ્ટી વિસરી ગયો નહોતો. ક્રિસ્ટીએ દેવનું કામ કરવા

સારૂ જે આબરૂ અને વિશેષાધિકાર મેળવ્યાં હતાં તેને માટે તે દરરોજ પ્રભુનો આભાર માનતો હતો.

આઇવીકોર્ટની નજીક એક શાંત રસ્તાપર ક્રિસ્ટી રહેતો હતો. પહેલાં તે શહેરની બહાર રહેતો હતો, કેમકે તેનું દિવસનું કામ પૂરૂં થયા પછી ફરવા જવાની તેને ઇચ્છા થતી હતી; પણ તેને માલમ પડયું કે આ બાપડા લોકોને સાંજના તેમજ બીજી કેટલીક વખતે જૂદાં જૂદાં કામને સારૂ મારી જરૂર પડે છે, તેથી તેણે તેમની નજીક તેમજ તેના કામની નજીક તેનું રહેઠાણ ફેરવ્યું. લોકો વારંવાર આફતની વખતે તેની પાસે આવતા, અને તેમનાં દુ:ખ ક્રિસ્ટીને કહેવા માટે તેની પાસે બેસતા; મુખ્યત્વેકરીને જુવાન માણસો ક્રિસ્ટીને ઘેર તેની સાથે વાત કરવાને ઘણા રાજી થઈ આવતા; અને અઠવાડિયામાં એક વખત ક્રિસ્ટી પોતાને ઘેર પ્રાર્થના કરવા સારૂ સમાજ ભરતો હતો, અને ઘણા લોકો એ સમાજમાં આવતા હતા, તેથી સ્વર્ગનો રસ્તો શોધી કાઢવાને તેમને મદદ મળતી.

જે દિવસ વિષે હું લખું છું તે દિવસે જ્યારે ક્રિસ્ટીએ પોતાના ઘરનું બારણું ઉઘાડયું, ત્યારે તેના વાજાનો સૂર સાંભળીને તે ઘણો વિસ્મય પામ્યો; તેણે "ઘર, સુખાકારી ઘર" ના થોડા અવાજ સાંભળ્યા. વાજાને કોણ વગાડતું હશે તે વિષે તે ઘણો વિસ્મય પામ્યો, કેમકે તેણે ઘરધણીઆણીનાં છોકરાંને તેની ગેરહાજરીમાં વાજું ન વગાડવા વિષે ફરમાવ્યું હતું. તે કોઇ કોઇ વાર તેના જૂના વાજાની સંભાળ વિષે મનમાં હસતો હતો; જ્યારે તેણે પહેલી વખત વાજું વગાડયું હતું, અને જ્યારે ટ્રેડ્લાં તેની પાસે ઊભો રહેતો હતો, અને તેના ખભા સામું જોઇ મધુર સ્વરે "ક્રિસ્ટી વાજાનો

હાથો ધીમેથી ફેરવ, વાજાને। હાથો ધીમેથી ફેરવ " એ શબ્દ કહેતો હતો, તે વખત તેને યાદ આવ્યો.

અને હમણા તે ટ્રેરીના જેટલીજ વાજાની સંભાળ લેતો હતો, અને ગમે તે થાય તો પણ તેને ઈજા થવા દેતો નહીં. વાજાને આજે કોણ વગાડે છે તે જાણવાને ક્રિસ્ટી ઝડપથી દાદરે ચઢી ગયો. ઉપર ચઢતી વખતે તેને ઘરધણીઆણી મળી, અને તેણે ક્રિસ્ટીને કહ્યું, કે એક ગૃહસ્થ ઓરડામાં તમારી રાહ જુએ છે, તે તમને મળવાને આતુર છે, તથા તે ઓરડામાં ઘણો વખત થયા બેઠો છે. જ્યારે ક્રિસ્ટીએ બારણું ઉઘાડયું ત્યારે તેણે તેના મિત્ર વિલ્ટન સાહેબ સિવાય કોઇ બીજાને વાજું વગાડતાં જોયો નહીં.

તેઓ ઘણાં વર્ષ થયા મળ્યા નહોતા, કેમકે જે વિષે વિલ્ટન સાહેબ પહેલાં "મિશન રૂમ"માં ઉપદેશ કરતો હતો તે વિષે ઉપદેશ કરવાને તે વિલાયતના બીજા ભાગમાં રહ્યો હતો. પણ તેની જૂની જગ્યાએ ફક્ત રવિવાર ગાળવાને તે આવ્યો હતો; અને તેનો મિત્ર શું કરે છે તે જાણવાને તથા તે ઇશુ ખ્રિસ્તને માટે કામ કરે છે કે નહીં, અને "ઘર, સુખાકારી ઘર"માં જવાને આતુર છે કે નહીં, તે જાણવાને તે તલ્પિ રહ્યો હતો.

વિલ્ટન સાહેબ અને તેના જુવાન મિત્ર વચ્ચેની મુલાકાત ઘણી મમતા ભરેલી હતી; તેઓ ઘણો વખત થયા મળ્યા નહોતા, તેથી તેઓને ઘણી વાત કરવાની હતી.

વિલ્ટન સાહેબે વાજાનું રેશમ જે ટ્રેરીના વખત કરતાં હમણા વધારે ઝાંખું પડયું હતું તેના ઉપર નજર કરીને કહ્યું, " ક્રિસ્ટી, આ જૂનું વાજું હજુ તારી પાસે રહ્યું છે. "

ક્રિસ્ટીએ કહ્યું, " હા, સાહેબ, હું એનાથી કોઇ દિવસ

જૂદો પડયો નથી, અને વાજાથી વખુટા ન પડવા માટે મેં મારા ઘરડા શેઠને વચન આપ્યું હતું, અને તેણે મરતી વખતે આ વાજું મને બક્ષીસ કર્યું હતું. હમણા, જ્યારે હું "ઘર, સુખાકારી ઘર"ના અવાજ સાંભળું છું, ત્યારે મને ઘરડા ટ્રેફી વિષે વારંવાર વિચાર આવે છે, અને મારી ખાતરી છે કે તે પંદર વર્ષ થયા સુખાકારી શહેરમાં ઘણો સુખી થયો હશેજ."

પાદરીએ પૂછ્યું, "ક્રિસ્ટી, ત્યાં જવાને તું પણ કેટલો બધો આતુર હતો તે તને યાદ છે?"

ક્રિસ્ટીએ કહ્યું, "હા, સાહેબ, અને હમણા પણ તેટલોજ આતુર છું; પણ જો દેવની ઇચ્છા હોય તો થોડાં વધારે વર્ષ જીવવાની મારી ઇચ્છા છે. દુનિયામાં ઘણું કામ કરવાનું છે, સાહેબ, નહીં વારૂં ? જ્યારે હું આદમીઓથી ખીચોખીચ ભરેલી જગ્યાએ સેંકડો લોકોને જોઉંછું, ત્યારે મને મારૂં કામ સમુદ્રમાં એક ટીપા જેવું લાગે છે; મારાથી બધા લોકોમાં ફરીવળાતું નથી, એવો વિચાર જ્યારે હું કરૂં છું, ત્યારે હું રડવા જેવો થઇ જાઉં છું."

ઉિવલટન સાહેબે કહ્યું, "હા, ક્રિસ્ટી, ઘણું કામ કરવાનું છે, અને આપણે તેનો દસમો ભાગ તો નહીં, પણ હજારમો ભાગ કરીશકતા નથી; પ્રભુ આપણ દરેકને 'તેનાથી બનતું તેણે કર્યુંછે' એવું કહી શકે એટલું આપણે માગીએ છિયે. ઉિવલટન સાહેબ અને ક્રિસ્ટી ઘુંટણીએ પડયા અને ઉિવલટન સાહેબે પ્રાર્થના કરી:—

"હે પ્રભુ, ક્રિસ્ટીને તેનું કામ કરવા સારૂ આશિર્વાદ આપ, અને જે સુખાકારી શહેરમાં ટ્રેફી પંદર વર્ષ થયા ગયો છે તે શહેરમાં આ મોહોલ્લા અને શેરીના લોકને રહેવાનું

ઘર મળે તે માટે તેમને ઇશુ પાસે દોરી લઇજવાને ક્રિસ્ટી શક્તિવાન થાય એવું કર. ''

---

## પ્રકરણ ૧૪ મું.

### છેલ્લે "ઘર, સુખાકારી ઘર."

રવિવારની સાંજે ક્રિસ્ટી નાની "મિશન રૂમ"માં ફરીને બીજી વખત ગયો; હમણા તે ફાટાંતૂટાં લૂગડાં પહેરીને બેઠો નહોતો, અને દીવા સળગાવનાર સ્ત્રી તેને કાઢી મૂકશે એવી બ્હીક તેને નહોતી. ક્રિસ્ટીને કાઢી મૂકવા વિષે તેને હમણા સ્વપ્નએ આવ્યું નહોતું; કેમકે આ જુવાન ધર્મપુસ્તક વાંચનાર આ જગ્યાએ ઘણો પ્રખ્યાત થયો હતો. બીજા લોકો આવ્યા તે પહેલાં તે હાજર રહ્યો હતો, અને બારણા આગળ લોકોનો સત્કાર કરવાને ઊભો હતો, અને ઘરડા માણસોને તથા સ્ત્રીઓને તેમની જગ્યાએ દોરી લઇ જતો, તથા અઠવાડિયાના દરમ્યાનમાં જે લોકને તેણે પહેલીજ વખત "મિશન રૂમ"માં આવવાનું આમંત્રણ આપ્યું હતું તે લોકને તે ઘણી કાળજીથી શોધતો હતો; અને જો ફાટાંતૂટાં લૂગડાં પહેરીને નાનાં છોકરાં અંદર આવે, અને ઉપદેશ સાંભળવાનું મન બતાવે, તો ક્રિસ્ટી તેમની બહુ સંભાળ લેતો; કેમકે ઘરડા ટ્રેપી માટે દિલાસાના શબ્દ સાંભળવાને જે દિવસે ક્રિસ્ટી આ "મિશનરૂમ"માં આવ્યો હતો તે દિવસ તે ભૂલી ગયો નહોતો.

આ રાતે ઉિવલ્ટન સાહેબ ઉપદેશ કરવાનો હતો, અને "મિશન રૂમ"માં ઘણા માણસો હાજર રહે તે માટે તેમને આમંત્રણ આપવાને ક્રિસ્ટી બપોર પછી કામે લાગ્યો હતો, કેમકે તેના વહાલા મિત્રને સાંભળવાને ઘણા લોક ભેગા થાય એવી તેની ઇચ્છા હતી.

જ્યારે વિલ્લટન સાહેબ "મિશનરૂમ"માં આવ્યો, ત્યારે તે તદ્દન ભરેલી હતી. ક્રિસ્ટીને લોકની વચમાં જતાં, તથા તેમની સાથે મમતાથી બોલતાં, તથા જે પુસ્તકમાંથી સ્તોત્ર ગાવાનું હતું તે પુસ્તક તેમને આપતાં જોઈને પાદરી ઘણો ખુશી થયો.

" આવો, સઘળી વસ્તુ હમણા તૈયાર છે," વિલ્લટન સાહેબનું શાસ્ત્રવાક્ય આ હતું. "મિશન રૂમ" કેવી શાંત હતી, અને લોકોએ કેવી આતુરતાથી ઉપદેશ સાંભળ્યો ! શરૂઆતમાં, પાદરીએ ધર્મપુસ્તકમાં આપેલા લગ્નમિજબાનીના દૃષ્ટાંત વિષે કહ્યું.

તેણે કહ્યું, " રકાબીઓ ઘણી સંભાળથી ગોઠવવામાં આવી હતી, ખોરાક ઘણી સંભાળથી તૈયાર કરવામાં આવ્યો હતો અને એ પ્રમાણે સઘળી વસ્તુ તૈયાર હતી; પણ આશ્ચર્ય પામવાની વાત એ છે કે કોઇપણ એ લગ્નમિજબાનીમાં આવ્યું નહીં, સઘળાએ બહાનાં બતાવ્યાં, અને આમંત્રણ પ્રમાણે આવ્યા નહીં; આ ઉપકારી આમંત્રણને તાબે થવાને કોઇ તૈયાર નહોતું."

અને પછી વિલ્લટન સાહેબે ઇશુ ખ્રિસ્ત વિષે કહ્યું, "પ્રભુએ સઘળી વસ્તુ આપણે માટે તૈયાર કરી છે, માફી અને શાંતિ તૈયાર છે, અને આપણો બાપ આપણને સ્વીકારવા તૈયાર છે; બાપનું હેત આપણો સત્કાર કરવાને તૈયાર છે, અને આ સઘળું દેવનું કામ છે."

"હવે આપણું કામ શું છે? આવો; 'આવો, કેમકે સઘળી વસ્તુ હમણા તૈયાર છે.' આવો; તમારે ફક્ત આવીને એ વસ્તુ સ્વીકારવાની છે; તમારે આ હેત ફક્ત સ્વીકારવાનું છે. આવો, પાપી લોકો; આવો, થાકેલા લોકો; 'આવો, કેમકે સઘળી વસ્તુ હમણા તૈયાર છે;' હમણા તૈયાર છે. 'હ-

મણા' શબ્દમાં ઘણો અર્થ રહ્યો છે. એનો અર્થ એ છે કે આજ રાતે, આજ રવિવારના દિવસે, આવતે વર્ષે નહીં, આવતી કાલે નહીં, પણ હમણાજ સઘળી વસ્તુ તૈયાર છે. પ્રભુએ તેનાથી બનતું સઘળું કર્યું છે, એથી વધારે તે કહી શકતો નથી, અને તે તમને કહે છે 'આવો!' તમે આવશો નહીં ? શું, ઈશ્વરની સારી સારી વસ્તુઓ તમારા સ્વીકારવા લાયક નથી ? તમને માફી મળી છે એવી લાગણીથી ઉંઘવાને તમને ઠીક લાગતું નથી ? ઇશુની લગ્નમિજબાનીમાં એક દિવસે જવાની તમને ઇચ્છા થતી નથી ? "

ઉિવલટન સાહેબે ઉપદેશ બંધ પાડતી વખતે કહ્યું, " અરે, તે કેવો મોટો દિવસ હશે! યોહાને તેનાં ચમત્કારિક સંદર્શનમાં સ્વર્ગનો મહિમા જોયો હતો, અને તે એટલો તો અગત્યનો અને મનોહર હતો કે પ્રભુના દૂતે તેને એકદમ લખી લેવાને ઊભો રાખ્યો હોય એમ લાગે છે, દૂતે કહ્યું, યોહાન, ઊભો રહે, અગાડી જઇશ નહીં; તારી નોંધની ચોપડી બહાર કાઢ, અને લખી લે કે 'હલવાન (ઇશુ ખ્રિસ્ત) ની લગ્નમિજબાનીનું જે લોકને આમંત્રણ મળ્યું છે તેમને ધન્ય છે.' "

પાદરીએ પૂછ્યું, " શું, તમે આ સુખી લોકના જેવા છો ? શું, તમે ઇશુના લોહીમાં શુદ્ધ થયા છો ? શું, તમને 'ઘર, સુખાકારી ઘર'માં જવાનો હક મળ્યો છે ? તમે આ સઘળાનો શો જવાબ આપશો તે હું જાણતો નથી. જો તમે હમણા મને જવાબ આપી શકશો નહીં તો અંતરજામી પ્રભુને છેલ્લે દિવસે શો જવાબ આપશો ? "

આ સવાલ પૂછ્યા પછી તેણે ઉપદેશ બંધ કર્યો, અને સમાજના લોકો વેરાઇ ગયા; જે લોક વિલકૂન સાહેબને ઓળખતા હતા તે લોક તેની સાથે હાથ મેળવવાને ત-

થા છૂટા પડતી વખતે દિલાસાનો શબ્દ સાંભળવાને ઊભા રહ્યા હતા.

ક્રિસ્ટી પાદરીની સાથે સાથે ઘેર ગયો.

વિલટન સાહેબે કહ્યું, "ક્રિસ્ટી, કાલે સવારે આઠ વાગે મારી સાથે આવવાને તારાથી તૈયાર થવાશે ?"

ક્રિસ્ટીએ પૂછ્યું, "સાહેબ, તમારી સાથે આવવાને ?"

પાદરીએ કહ્યું, "હા; ક્રિસ્ટી, તેં હમણા ઘણું સખત કામ કર્યું છે, અને તને ગામની હવા તથા શાંત આરામ મળે તેમાટે તને મારી સાથે લઇ જવાને મેં વિલીઅર્સ સાહેબ પાસેથી રજા મંગાવી છે. મારી ખાતરી છે કે આ વખત નકામો જશે નહીં; કેમકે વાંચવાનો તથા પ્રાર્થના કરવાનો તને વખત મળશે; અને તું હવે પછી તારું કામ કરવાને વધારે શક્તિવાન થઈશ. વારૂં, તારાથી વખતસર તૈયાર થવાશે કે ?"

ક્રિસ્ટીને મોડા થવાની જરાએ બ્હીક નહોતી. તેણે ખરા દિલથી વિલટન સાહેબનો આભાર માન્યો, કેમકે તેની ઉદ્યોગી જીંદગીમાં જરા આરામ લેવાને તે ઘણો વખત થયા આતુર હતો.

અને બીજે દિવસે ક્રિસ્ટી અને વિલટન સાહેબ જે ગામમાં તેનું દેવલ હતું તે ગામ તરફ ઝડપથી ચાલ્યા.

આ મુલાકાતથી ક્રિસ્ટીને શો ફાયદો થયો તે નીચેનો ઉતારો વાંચવાથી બરાબર માલમ પડશે; એ ઉતારો વિલટન સાહેબપર થોડા મહિના પછી ક્રિસ્ટીના લખેલા કાગળમાંથી કીધો છે:—

"અમારા ઘર વિષે જણાવવાને મેં તમને વચન આપ્યું હતું. મારા ધાર્યા પ્રમાણે મારૂં ઘર દુનિયામાં સૌનાં ઘર

કરતાં વધારે સુખાકારી છે. હું તમારે ગામ આવ્યો, અને મારી વહાલી સ્ત્રીને મળ્યો તે માટે હું પ્રભુનો પાડ હમેશા માનીશ.

"આખરે, મને મારૂં પોતીકું 'ઘર, સુખાકારી ઘર' મળ્યું છે, અને અમે ઘણાં સુખી છિયે. જ્યારે હું મારા કામપરથી ઘેર આવું છું ત્યારે હું તેને મારે માટે રાહ જોતી હમેશાં જોઉં છું, અને તે મારે વાસ્તે દરેક ચીજ તૈયાર રાખે છે; અને સાંજનો વખત અમે સલાહ સંપમાં ગુજારીએ છિયે; અને દહાડાના દરમ્યાનમાં હું જે જે જગ્યાએ જાઉં છું તે વિષે સાંભળવાને નેલી ઘણી આતુર રહે છે. લોકો તેનાપર એટલો ભાવ રાખે છે કે તેઓ દુઃખની વખતે તેની પાસે આવે છે; અને જે લોકનું અમને દુઃખ લાગે છે તે લોકને ઇશુ ખ્રિસ્ત પાસે દોરી જવાને પ્રાર્થના કરવાથી અમને ઘણો દિલાસો મળેછે.

"અમારૂં નાનું ઘર ઘણું મનોહર અને ખુશકારક છે. જે રાતે અમે આવ્યાં તે રાતે તમે અમારી સાથે આવ્યા હોત તો સારૂં થાત. મિસિસ વિલીઅર્સે અમારે વાસ્તે સઘળી વસ્તુ તૈયાર રાખી હતી, અને તેણે ચા પીવાની મેજપર સ્નોડ્રોપ્સનાં ફૂલની લુમ અને મેદીનાં કાળાં પાંદડાં મૂકયાં હતાં, જે ફૂલ તેણે મને નાનપણમાં આપ્યાં હતાં, તથા 'મને શુદ્ધ કર, અને હું બરફ કરતાં વધારે શ્વેત થઇશ,' એ પ્રાર્થના મને શીખવી હતી તે સઘળી વાત મને એ વખત યાદ આવી હતી, તે વિષે તમને કહેવાની કંઇ જરૂર નથી.

"અને હવે, વહાલા વિલ્લટન સાહેબ, તમે જાણજો કે નેલી અને હું અમારા દુનિયાદારીના ઘરમાં સુખ સંતોષથી રહીએ છિયે; અને અનાદ્યંત સ્વર્ગવાસી, વાસ્તવિક, સર્વોત્તમ અને તેજસ્વી 'ઘર, સુખાકારી, ઘર'માં જવાને હજુ આતુર છિયે."

---

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૭ | મળીં | મળી |
| ,, | ૨૩ | બાઇડી– | બાઇડી |
| ૧૬ | ૪ | ભેજવાળુ | ભેજવાળું |
| ,, | ૧૩ | નહી | નહીં |
| ૨૦ | ૨૦ | છે." | છે"? |
| ૨૪ | ૪ | માગુછું | માગું છું |
| ૨૫ | ૧ | તારી | નારી |
| ૩૪ | ૯ | છે | છો |
| ૩૬ | ૧૨, ૧૩ | ઘણાં ખરાબ પાપ કર્યાં | ઘણા ખરાબ વિચાર કર્યા |
| ૩૯ | ૨૨ | આ– | આ |
| ,, | ૨૩ | વિશે | વિષે |
| ૪૪ | ૫ | "મિશનરૂમ" | "મિશનરૂમ"– |
| ૪૫ | ૧૧ | વિશે | વિષે |
| ૫૩ | ૪ | છે. | છે, |
| ૫૪ | ૧ | થઇશ;'" | થઇશ.'" |
| ૫૫ | ૪ | અંધારૂ | અંધારૂં |
| ૫૮ | ૧૩ | થશે,'" | થશે.'" |
| ,, | ૨૭ | રાખુછું | રાખું છું |
| ૫૯ | ૭ | આસુ | આંસુ |
| ૬૧ | ૨૬ | ટેફી | ટ્રેફી |
| ૬૪ | ૬ | હોઉ | હોઉં |
| ૬૫ | ૨૨ | યોગ્ય" | યોગ્ય' |

| | | | |
|---|---|---|---|
| ૬૬ | ૧૧ | સ્નોડ્રાપ્સ | સ્નોડ્રોપ્સ |
| ૬૮ | ૨૦ | સઘળુ | સઘળું |
| ૮૭ | ૫ | પામ્યા– | પામ્યા. |
| ૯૮ | ૨૪ | હુ | હું |
| ૧૦૦ | ૨ | યારે | ત્યારે |
| ૧૦૧ | ૨ | સંભળવાતો | સંભળાવતો |
| ૧૦૩ | ૧૬ | 'તેના | "તેના |
| ,, | ૧૭ | કરેછે"' | કરેછે." |
| ૧૧૦ | ૧૩ | ખીચેખીચ | ખીચોખીચ |